# શિવદયાળની શોધ

અથવા

## સત્ય વિના બીજું કશું નથી.

દક્ષિણ આફ્રિકાના ઇંડીઅન ઓપીનીયન પત્રમાં છપાયલી એક સુંદર રસીલી વાતો. કીં. દોઢ આનો ગ્લેઝ કાગળ બે આના. બે અથવા અઢી આનાની ટીકીટો બીડવી

## સચિત્ર

# રેંટીઆ પુરાણ.

ગાંડીવ રેંટીઆની કરામતની સંપૂર્ણ સમજૂતિ સાથે રેંટીઆ વિષેનાં કેટલાંક સુંદર કાવ્યો આપવામાં આવ્યાં છે. એની મદદથી

## દોઢ રૂપીઆનો રેંટીઓ

બનાવી શકાય છે. એ પુસ્તકમાં રેંટીઆનાં ચિત્રો પણ આપવામાં આવ્યાં છે.

**કીંમત માત્ર એક આનો**

દોઢ આનાની ટીકીટ બીડવી.

**ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત.**

# ઈજીપ્તનો ઉદ્ધારક

અથવા

## મુસ્તફા કામેલ પાશાનું જીવન ચરિત્ર.

લખનાર—





તથા બીજા લેખો

| | | |
|---|---|---|
| ૧. પ્રેમા પટેલનો લોભ | (વાર્તા) | ઇંડીઅન ઓપીનીયનમાંથી |
| ૨. આફ્રીકાનો સત્યાગ્રહ | | |
| ૩. જીવનદોરી | (વાર્તા) | |



પરવાનગીથી પ્રગટકર્તા—

**ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત**

તરફથી, વ્યવસ્થાપક

**ઈશ્વરલાલ વીમાવાળા**

**ગાંડીવ-સદન કેળાપીઠ, સુરત.**

સંવત ૧૯૭૮ ]　　મૂલ્ય ૬ આના　　[ સને ૧૯૨૨

# વિદ્યાર્થી આલમને

લખનાર—મહાત્મા ગાંધીજી

મહાત્મા ગાંધીજીએ નવજીવન દ્વારા વિદ્યાર્થીઓને આપેલો ઉપદેશ. સ્વાભિમાન ધરાવતા દરેક વિદ્યાર્થીને માટે અત્યંત અગત્યનો છે. કીં. ૦—૪—૦

પ્રકાશક ઇશ્વરલાલ મૂળચંદ વીમાવાળા કેળાપીઠ—સુરત
મુદ્રક ગોવિંદજી ડાહ્યાભાઇ નાયક,
શ્રી "અનાવિલ" પ્રેસ બરાનપુરી ભાગોળ—સુરત.

# સત્યાગ્રહ.

લખનાર—મહાત્મા ગાંધીજી.

સત્યાગ્રહના સાચા સિદ્ધાંતો ઉપર મ. ગાંધીજીએ લખેલાં વિવરણનો અમૂલ્ય સંગ્રહ. જો તમે શુદ્ધ સંસ્કારી જીવન ગાળવા ઇચ્છતા હો તો તમારે અવશ્ય આ પુસ્તકનું મનન કરવું જોઇએ. કીં. ૦—૮—૦

# અગત્યના બોલ.

ગાંધી ગ્રંથમાળાના ત્રીજા મણકા તરીકે આ પુસ્તક જનસમાજની સમક્ષ રજૂ કરવામાં આવે છે. આશા છે કે ગુજરાતી વાંચક જગત તેને આવકાર આપશે.

આ પુસ્તક જોઇને વાંચનારની ખાત્રી થશે કે અમે ધીમે ધીમે અમારાં પુસ્તકોને જેમ બને તેમ સસ્તા બનાવવાનો પ્રયત્ન કરી રહ્યા છીએ. ગાંધી ગ્રંથમાળાના પહેલા મણકા ઉપર કીંમત કાંઇ વધારે પડતી મૂકાઈ છે એ અમે કબૂલ કરીએ છીએ. એનાં કારણ અમારી કેટલીક મુશ્કેલીઓ, પુસ્તક પ્રગટ કરવાની ઉતાવળ, અનુભવની ખામી વગેરે હતાં. છતાં સદ્‌ભાગ્યે પહેલા મણકાની લગભગ બધી નકલો હવે ખપી ગઇ છે અને થોડા વખતમાંજ નવી આવૃત્તિ છપાવવામાં આવશે તેની કીંમત પણ સસ્તીજ રાખવામાં આવશે.

અમારે દિલગીરી સાથે જણાવવું પડે છે કે ગાંધી ગ્રંથમાળાના ગ્રાહકોની સંખ્યા હજુ બહુજ ઓછી છે; જો પુસ્તક એકી વખતે મોટી સંખ્યામાં છપાય તો તેની કીંમતમાં બહુ સારો ઘટાડો કરી શકાય છે પરંતુ આંગળીને વેઢે ગણી જવાય એટલી ગ્રાહકોની સંખ્યા હોવાને લીધે અમે એકી વખતે ઝાઝી પ્રત કઢાવવાની

હિંમત કરી શકતા નથી. આપણી સમાજમાં વાંચન શોખ થોડો છે એવું કાંઇ નથી. પરંતુ વાંચક વર્ગમાં બે મોટી ખામીઓ રહેલી છે. એક તો પુસ્તકો બીજા પાસે માંગી માંગીને વાંચવાની. અને બીજી લાયબ્રેરીઓમાંથી પુસ્તક મેળવવાની. આ બીજી ખામી કંઇ હરેક વાંચકને દુષણરૂપ નથી. ગરીબ અથવા સામાન્ય સ્થિતિના વાંચકો લાયબ્રેરી-ઓનાં પુસ્તક વાંચે એ તો ઠીક. પણ જ્યારે મોટા મોટા શ્રીમાનો અને સારી સ્થિતિવાળા મનુષ્યો પણ લાયબ્રેરી-ઓમાંથી પુસ્તક લઇ વાંચે ત્યારે એથી સાહિત્યની પ્રગતિ થવાને બદલે અવગતિ થાય છે. લાયબ્રેરીએ ધર્મશાળારૂપ છે. સામાન્ય વર્ગ તેનો ઉપયોગ કરે એ સમજાય એવું છે. પણ જો શ્રીમાનો પણ ધર્મશાળા વાપરે તો ઘર કોણ બંધાવશે ? આ સંબંધે વિશેષ લખવું ઉપયોગનું નથી. પરંતુ ઉપર્યુક્ત બે ખામીઓને લીધે ગુર્જર સાહિત્યનો વિકાસ બહુજ ઓછો થાય છે એ વાત હરેક વાંચકે લક્ષમાં રાખવી ઘટે છે. જો પોતાનામાં પુસ્તક **ખરીદવાની શક્તિ હોય તો તે ઉછીનું લઇ વાંચવું એ પાપ છે** એ હંમેશા યાદ રાખવું.

અંતમાં એટલીજ વિનતિ છે કે આ પુસ્તકને **વાંચનાર હરેક ભાઈ નાંધી ગ્રંથમાળાનો ગ્રાહક થવા તેમજ બીજાઓને ગ્રાહક બનાવવા પ્રયત્ન કરશે.**

**હરસુખલાલ વીંઆવાળા.**

ઇજીપ્તના ઉદ્ધારક

# મુસ્તફા કામેલ પાશા

નું

## જીવન ચરિત્ર.

લેખક—મહાત્મા ગાંધી.

ઇજીપ્તના નામીચા આગેવાન મુસ્તફા કામેલ પાશા ગયા ફેબ્રુઆરીમાં કેરો ખાતે ૩૩ વરસની નાની વયે ગુજરી ગએલ છે. તેમનું ટુંક જીવનચરિત્ર ઇજીપ્તના છાપા ઉપરથી અમે નીચે આપીએ છીએ.

તેમનો જન્મ ૧૮૭૪માં થયો હતો. ૬ વરસની ઉમરે તેમણે અભ્યાસ શરૂ કરેલ. થોડાજ વરસના અભ્યાસ બાદ તેઓ કેરોમાં નામીચા અબાસ પાશાની યાદગીરીમાં સ્થપાએલ સ્કુલમાં દાખલ થયા. તે વખતે તેમના પિતા અલી એફેંદી મહમદ મરણ પામ્યા, જેઓ સરકારી ખાતામાં મુખ્ય એન્જીનીયર હતા. મુસ્તફા કામેલ પાશાએ ૧૦ વરસની ઉમરે પ્રાથમિક કેળવણીની પરીક્ષા પહેલે નંબરે પસાર કરી. પછીના ચાર વરસમાં તેમણે મધ્યમ કેળવણીની પરીક્ષા પસાર કરી. જેમાં તેમણે એક ચાલાક અને બુદ્ધિશાળી વિદ્યાર્થી તરીકે નામ કાઢયું. પંદરમે વરસે કાયદાનો અને ફ્રેંચનો અભ્યાસ કરવા માંડયો. તે વખતે તેમની રાજદ્વારી

જીંદગીનું બીજ રોપાયું. થોડી મુદતમાં તેઓ અભ્યાસ માટે ફ્રાન્સ ગયા, અને ૧૯ વરસની ઉમરે કાયદાની પરીક્ષા પસાર કરી ડીગ્રી મેળવી.

પોતાના કાયદાના જ્ઞાનના બળવડે તેટલી ઉમરે તેમણે બહાદુરીથી રાજદ્વારી બાબતોમાં ઝંપલાવ્યું; અને એક મહાન લડત શરૂ કરી. તે માટે ભાષણોથી અને લખાણોથી મહેનત કરવામાં પોતાના મરણ સુધી મથ્યા. કેરોમાં કેટલીક મંડળીઓમાં જોડાયા અને ભાષણોથી તેના મેંબરોને રાજદ્વારી હીલચાલ માટે ઉત્સાહી બનાવ્યા. ફ્રાન્સના ટુલુસ શહેરના ફ્રેંચ ચેંબરને તેમણે એક કાગળ લખ્યો. તે તેમની રાજદ્વારી જીંદગીનું પહેલું અને એક જાણવા લાયક પગથીઉં હતું. તે કાગળમાં તેમણે ઇજીપ્તની હાડમારીઓ અને સંકટોનું વર્ણન કર્યું હતું. આ હિંમતવાન અને બુદ્ધિશાળી પગલાથી તેમને રાજદ્વારી વિષય પર જાહેરમાં બોલવા પહેલી તક મળી. ટુલુસના નામીચા રાજદ્વારીઓ આગળ ભાષણ કરવાને તેમને આમંત્રણ થએલું.

મુસ્તફા કામેલ પાશા પોતાના વાક્ચાતુર્યથી સાંભળનારાઓને કેવા છક કરી નાખતા તેનો ખ્યાલ જેણે તેમને બોલતાં સાંભળેલ હોય તેનેજ આવી શકે. જાહેર અથવા તો ખાનગી વાતચીતમાં ને ખાસ કરીને પોતાના દેશની સ્થિતિ વિષે તેમને બોલતા સાંભળનારાઓને બહુજ રસ પડતો. જાહેર ભાષણમાં લોકોને જુસ્સો ચડાવી ઘેલાતુર

બનાવી દેતા, અને પોતાના દેશાભિમાનની લાગણી વડે તેમના મન હરી લેતા. તેમની રાજનીતિ એકદમ પ્રજાપક્ષી (નેશનેલીસ્ટ, અથવા હિંદમાંની એકસ્ટ્રીમીસ્ટોની પદ્ધતિને મળતી) હતી. રાયથી તે રંક સુધી દરેક વર્ગના લોક તેમના ભાષણ સાંભળવા ઉભરાઇ જતા; અને તે દરેકને મુસ્તફા કામેલ પાશા પ્રજાકીય ભાઇચારાનો બોધ આપતા. કેરો અને આલેકઝાંડ્રીઆના લોકોમાં ૧૮૯૫ થી ૧૯૦૭ સુધી તેમણે પોતાનાં ભાષણો ફેલાવ્યા. તે ભાષણો તેઓ અત્યંત બુદ્ધિપૂર્વક અને સુંદર રીતે ઘડી કાઢી તૈયાર કરતા, અને હમેશાં તે ફતેહમંદ ઉતર્યા છે.

મુસ્તફા કામેલ પાશાને લોકો પોતાનો રખેવાળ અને ઉદ્ધારક ગણતા. લોકોનો તેમના પર કેટલો પ્યાર હતો તે વિષે ઘણી લાગણી ભરેલી વાતો છે. જ્યારે જ્યારે કોઇ કોગને ( અંગ્રેજ ) સરકાર સામે ફરિયાદ હોય ત્યારે તેઓ મુસ્તફા કામેલ પાશાના છાપાની ઓફીસને ઘેરી લેતા, અને વચ્ચે પડવા અથવા રસ્તો બતાવવા પાશા આગળ પોકાર કરતા. તે વખતે તેમને કેમ વર્તવું તેની પાશા શિખામણ આપતા, અને કહેતા કે દ્રઢતા અને હિંમતથી કામ લ્યો. સત્ય અને ફરજને અડગ રીતે વળગી રહેજો. આ સદગુણોને લીધે પાશાએ પોતે નામ કાઢયું હતું.

લોકો તમને કેટલા પ્યારથી ચાહતા તેનો એક દાખલો પાશા મગરૂરી સાથે કહેતા. એક વખત ભાષણ

આપવાના હોલમાં જવા માટે તેઓ "અરબાગી" ભાડે કરીને હોલમાં ગયા. પછી હાંકનારને કલાક કરતાં વધુ વખત સુધી ખોટી કરી મૂક્યો. ભાષણ કરી આવીને પાશાએ ભાડું આપવા માંડતાં હાંકનારે હઠ કરી પૈસા લેવા ચોખ્ખી ના પાડી, અને જણાવ્યું કે લોકના આગેવાનની સેવા કરવા માટે મને બહુ આનંદ અને મગરૂરી થાય છે. તેઓ લોકોમાં કેટલા ચહવાતા તેની આવી ઘણી સાબીતીઓ મળી આવે છે. લોકો તેના બોલ સાંભળી ઝનુની બની જતા, અને ફરજ બજાવવા તથા ઇજીપ્તની ઉન્નતિ કરવા આતુર હતા.

વિદ્યાર્થી વર્ગમાં તેમની લોકપ્રિયતા બેહદ હતી. એક વિદ્વાન માણસે કહ્યું હતું કે ઇજીપ્તમાં કાયદાનો અભ્યાસ કરનારા બધાએ વિદ્યાર્થીઓ પાશાના પક્ષકારો હતા. જ્યારે પાશા યુરોપમાંથી પાછા ફર્યા ત્યારે તેમના માનમાં વિદ્યાર્થીઓ અને લોકોનું જેવડું સરઘસ નીકળ્યું હતું, તેવું એકે ઇજીપ્શીઅનના માનમાં અગાઉ કદિ નીકળ્યું નહોતું.

મુસ્તફા કામેલ પાશા એક ઉત્તમ ભાષણકર્તા હતા તે ઉપરાંત એક સરસ લેખક પણ હતા. ઇંગ્લાંડના 'ડેલી ન્યુસ' પત્રના જણાવવા પ્રમાણે દુનિઆના મુસલમાનોમાં તેઓ એક બાહોશ છાપાકાર હતા. નિશાળે જતા તે અરસામાં તેમણે 'રોમન ગુલામગીરી' પર પુસ્તક લખ્યું હતું, તથા 'પ્રજાઓની જીંદગી' એ વિષય ઉપર, એક ગ્રંથ

રચેલો. કેટલીક કવિતા લખી હતી તે ઉપરાંત ' એન્ડેલુશીયાની જીત' એ વિષય ઉપર ઐતિહાસિક નવલકથા બનાવી હતી. તેમની કલ્પનાશકિત અને ખંત અખુટ હતાં; પુરી વીસ વરસની ઉમર નહોતી થઇ તે વખતે તેમણે ' અલ મદ્રેસા' નામનું માસિક કાઢયું; જે તેમનાં લખાણોની તીખાશ અને નવીનપણા માટે પ્રસિદ્ધ થએલ. ૧૯૦૦ ની સાલમાં તેમણે 'લીવા' પત્ર કાઢયું. તે પહેલાં તેઓ ઇજીપ્શીઅન અને પરદેશી માસિક પત્રોમાં તથા છાપાઓમાં લખાણો કરતા. ફ્રેંચ ભાષાનું તેમનું જ્ઞાન સંપૂર્ણ હોવાથી યુરોપી લોકો આગળ ઇજીપ્તનો સવાલ મૂકવાની તેમને કિંમતી તકો મળેલી. આગળ ચાલતાં તેમના પર કામનો અત્યંત બોજો વધેલો, છતાં પણ વખત બચાવી તેમણે જાપાન વિષે એક પુસ્તક લખ્યું, તથા પૂર્વના સવાલ ઉપર એક ગ્રંથ બનાવ્યો.

તેમના ઘણાખરા ગોરા મિત્રો ફ્રેંચ લોકોમાં હતા; જેઓમાં પાશાના મરણના દુઃખદાયક સાંભળીને હાહાકાર થયા વગર રહેશે નહિ. તેમના સદગુણોને લીધે ઘણા લોકો તેમના તરફ ખેંચાતા. તેમની રીતભાત અને વાતચીતની મીઠાસથી લોકોનાં મન હરાઇ જતાં અને તેઓ મુસ્તફા કામેલ પાશાના (નેશનાલીસ્ટ) પક્ષમાં જોડાતા. મેડમ જુલીએટ એડમ જે તેમનાં જીંદગી સુધીનાં મિત્ર હતાં તેમણે મુસ્તફા કામેલ પાશાના ભાષણોની ફ્રેંચ આવૃતિની પ્રસ્તાવનામાં લખ્યું છે કે " મુસ્તફા કામેલ પાશાએ આખા

યુરોપની મુસાફરી કરી છે, જે દરમ્યાન રાજદ્વારી અને છાપાખાના નામીચા માણસો સાથે તેમણે દોસ્તી બાંધી છે. એ દોસ્તી પોતાના દેશના હિત માટે તેમને કામ લાગેલી.

બ્રિટીશ રાજનો અમલ થયા પછી ઇજીપ્શીઅન સામે તિરસ્કાર અને આંધળાપણું બતાવવાનું જે પૂર શરૂ થએલું તેને અટકાવી દેવા માટે મુસ્તફા કામેલ પાશાનો મહાન પ્રવાસ હતો. તેમાં તેમને ફતેહ મળેલી એ વાતની કોઈ ના પાડશે નહિ. આજે ફ્રેંચ લોકો બધી જગ્યાએ ઇજી-પશીઅન વિષે ઉંચો મત ધરાવે છે, અને તેમના તરફ ઘણી દિલસોજી બતાવે છે તે મુસ્તફા કામેલ પાશાએ આદરેલી મહાન લડતને લીધે છે. ભાષણો, સંવાદો, અને લખાણો વડે તેમણે બતાવી આપ્યું હતું કે દેશોન્નતિ માટે ગમે તેટલી મહેનત કરતાં પણ તેઓ થાકે તેમ નહોતું. તેમનાં લખાણો અને ભાષણોમાંથી ઇટાલીના મહાન દેશ ભક્ત માઝીનીનાં સિદ્ધાંતો મળી આવે છે. સત્ય અને ન્યાયનો અંતે જય છે એવો માઝીનીને જે વિશ્વાસ હતો તે પાશાનાં ભાષણો અને લખાણોમાં બહુ જોવામાં આવે છે. બેદરકારી, સ્વદેશાભિમાનની ખામી, અને કાયરતા, એટલા દુર્ગુણને તેઓ ઇજીપ્તના દુશ્મન બરાબર ગણતા, અને તેથી તેને દૂર કરવા મોટી તકરારોમાં ઉતરતા.

પશ્ચિમના અક્કલમંદીનાં સાધનો વગર ઇજીપ્તની ખરી ઉન્નતિ થશે નહિ એમ તેમને ચોકસ ઠસી ગયું હતું. પશ્ચિમ

અને પૂર્વના લોકોનો સંબંધ વધુ ઘાડો હોવાની જરૂર વિષે બોલવામાં તેમણે બાકી રાખ્યું નહોતું. છતાં ઇસ્લામી તરીકે તેઓ ચુસ્ત હતા. ધાર્મિક સુધારાની બાબતમાં તેમનો ઉત્સાહ બેહદ વધી જતો. તુર્કી સાથેનો સંબંધ બહુ જાણીતો હતો. તેથી ખીજાઈને કેટલાક ગોરાઓએ તેમને 'ટરકોફાઇલ' એવું નામ આપેલું. ઇજીપ્તની સ્વતંત્રતાની આડે તુર્કી આવે નહિ એવી તેમની રાજનીતિની માન્યતા હતી. ના. સુલતાન તેમના રાજદ્વારી વિચારો માટે તેમને માન આપતા, અને તેમને 'બીજા વર્ગના મજીદીઆ' તથા 'રૂતબા-ઉલ-મુફ્તાની' એવા ખેતાબો તેમણે બક્ષેલા.

તેમની જીંદગીનાં છેલ્લાં વરસોના કામથી આખું ઇજીપ્ત સારીપેઠે વાકેફગાર બનેલું. પોતાની ઉમર વધતી ગઈ તેમ તેમ તેમણે વધુ કામો કરવા માંડેલાં. કશાથી તેઓ ડરે તેવા નહોતા, કે પોતાની હીલચાલને તજે તેવા નહોતા. સુદાનનો કબજો ઇંગ્લાંડે લીધો એ વગેરે બનાવોથી ઇજીપ્તના લોકોની સ્વતંત્રતા પર નિર્દય ફટકા લાગ્યા પણ તેવી કોઇ કમનશીબીથી પાશા એક પણ ક્ષણ નાઉમેદ નહિ થએલા. જેમ જેમ તેમના ટેકો દેનારાઓ ખસી જતા ગયા, અને બીજા બીકણ દોસ્તો ઇજીપ્તની હિમાયત તજી દેતા ગયા, તેમ તેમ મુસ્તફા કામેલ પાશાની હિંમત વધુ જોર પકડતી ગઈ, ને તેમણે વધારે ને વધારે મહેનત લેવા માંડી.

૧૯૦૬ના ડીસેંબર માસમાં તેમણે ઇજીપ્તના 'નેશ-

નલ' પક્ષની સ્થાપના કરી. તે તેમનું છેલ્લું મહાન કાર્ય હતું. તે દિવસે મોતના બીછાનેથી ઉઠીને તેમણે જે ભાષણ આપ્યું તેથી હજારો લોકો લાગણીના આવેશમાં ગાંડા જેવા બની ગયા અને તાળીઓની મોટી ગર્જના કરી મુકી. તેમના (નેશનાલીસ્ટ) પક્ષના સિદ્ધાંતો પાળવા તેઓએ જે વચનો આપેલાં તે મરતી વખતે પોતાના સ્વદેશી ભાઇઓને માટે મુસ્તફા કામેલ પાશાએ મુકેલા વારસા બરાબર ગણાશે.

પોતાના પક્ષની સ્થાપનાના કામ માટે પડેલી અથાગ મહેનતને લીધે તેમની નાજુક તબીયતને ધોકો પહોંચ્યો, કે જેથી તે ફરીથી ઉઠયા નહિ. મરણને બીછાને સુતાં સુતાં પોતાની લડત જારી રાખી, અને વડા પ્રધાન પર, તથા સર એડવર્ડ ગ્રેપર લખાણો કર્યાં અને ઇજીપ્શીઅનો સ્વરાજ્ય ભોગવવા લાયક નથી એવા આરોપનો સખત જવાબ વાળ્યો. ત્યારપછી ૬ઠે દિવસે તેમની જીંદગીનો અંત આવ્યો, અને ફેબ્રુવારીની ૧૦ મી તારીખે તેમણે દેહ છોડયો.

મુસ્તફા કામેલ પાશાના મરણના ખબર જાહેર થતાં ફેલાએલી ગમગીની વિષે તથા તેમના પાયદસ્ત સંબંધમાં ઇજીપ્તના છાપામાં નીચે મુજબ બ્યાન છે:—

મુસ્તફા કામેલ પાશાના મરણના ખબર ફેલાતાં મોટી ગમગીની ફેલાઇ અને અસંખ્યાત લોકો 'લીવા' પત્રની ઓફીસે ભરાવા લાગ્યા. વૃદ્ધ માણસો નાના બાળકની પેઠે

પોકેપોક મૂકીને રડતા હતા. પુરૂષો અને યુવાનો મોટેથી રૂદન કરી વિલાપ કરતા હતા; અને એવો શોકજનક દેખાવ થઇ રહ્યો હતો કે પત્થર જેવું કઠણ હૈયું પણ પીગળી ગયા વગર રહે નહિ.

આખો દિવસ લોકોની ઠઠ 'લીવા' પત્રની ઓફીસ આગળ જામેલીજ રહી હતી. ત્યાં આગળ ઉભો કરેલો તંબુ શોકમાં ડૂબેલા લોકોથી ગીચ ભરાઇ ગયો હતો. મુસ્તફા કામેલ પાશાના ઘરમાંથી જનાજો નીકળ્યો તે વખતની રડાકૂટ બયાન ન થઇ શકે તેવી હતી. કઠણ છાતીના દેખાતા મરદોની આંખોમાંથી ચોધાર આંસુઓ વહેવા લાગ્યાં. સ્ત્રીઓ તથા બીજાઓના રૂદનથી મોટો કોલાહલ થઇ રહ્યો. જનાજાપર ઇજીપ્તનો વાવટો લપેટેલો જણાવવામાં આવે છે. રસ્તા પર પહોંચતાં કેટલીક વારે લોકો એક સરઘસના આકારમાં ગોઠવાઇને ચાલવા લાગ્યા. મુસ્તફા કામેલ પાશાની નિશાળના વિદ્યાર્થીઓ મોખરે ચાલતા હતા. ખેદીવની કાયદાની તથા દાકતરી નીશાળોના વિદ્યાર્થીઓ હાથમાં કાળો વાવટો લઇ ચાલતા હતા. બીજી નિશાળોના વિદ્યાર્થીઓએ પણ જુદાં જુદાં શોકનાં ચિન્હો હાથમાં લઇને સરઘસમાં ભાગ લીધો હતો. બીજા હાજર માણસો મળી સરઘસમાં ભળેલાની સંખ્યા એક લાખ ઉપર હતી. આ જંગી સરઘસ ત્રણ ત્રણ માઇલની લંબાઇપર પથરાએલું જણાવવામાં આવે છે.

લોકની મેદનીને લીધે સરઘસના રસ્તા પર ગાડી વગેરે વાહનની આવજાવ સાવ બંધ કરવામાં આવી હતી.

કેટલેક ઠેકાણે એટલી ભીડ થતી હતી કે લોકોને ચાલવાનું પણ મુશ્કેલ પડતું હતું. અકસ્માત ન થવા માટે, તથા વ્યવસ્થા રાખવા માટે ફરતા પોલીસના માણસોમાંના કેટલાકની આંખમાંથી આંસુ ટપકતાં હતાં. રસ્તા ઉપર બારીએ બારી અને અગાસીએ અગાસી સ્ત્રી તથા પુરૂષોથી ભરાયેલી હતી અને ઠામ ઠામ સ્ત્રીઓ તથા પુરૂષો તથા છોકરાંઓ પોતાના પ્યારા આગેવાન માટે પોકેપોક રડતા સંભળાતા હતા, તથા જોવામાં આવતાં હતાં. તે વખતનો દેખાવ કાળજું ચીરી નાંખે તેવો હતો.

આસ્તે આસ્તે ચાલતાં સરઘસ "કેસા ઊનની" મસ્જીદે પહોંચ્યું, જ્યાં ૨૦ મીનીટ બંદગીમાં ગુજાર્યા પછી ફરીથી તે આગળ વધ્યું. જે વખતે તે અવલમંજીલ પહોંચ્યું તે વખતે સમુદ્રનાં મોજાંની પેઠે શોકમાં ડુબેલાં માણસો ચારે દિશામાંથી આવતાં જણાતાં હતાં. શબને કબરમાં મૂકતાં લોકો અચકાવાથી કેટલોક વખત ગયો હતો. પાયદસ્તની ક્રિયા વખતે ઇસ્માઇલ પાશા સબરી જેમણે એક વખત ન્યાયખાતાના વડાનો હોદ્દો ભોગવેલ હતો તેમણે બનાવેલ મરશીયા પઢવામાં આવ્યા હતા, જે સાંભળી લોકો લાગણીને લીધે હૈયું ભરાઇ આવતાં ધ્રુસકે ધ્રુસકે રડતાં હતાં.

મરશીઆની કેટલીક કડીઓ નીચે મુજબ છેઃ—

"ઓ કબર, તારા મહેમાનને તું માનપૂર્વક આવકાર દે. આખી ઇજીપ્શીઅન પ્રજાની આશા તેનાપર હતી.

ભર જુવાનીમાં તમારા જેવો દેશદાઝક, અને અમીર દિલનો નર મરણ પામ્યો છે તે દુઃખ અમે સહન કરી શકતા નથી. ફતેહનો રસ્તો તમે અમને બતાવ્યો છે. દેશોન્નતિની જે ઇમારત તમે ઉભી કરેલી છે તેનું અમે રક્ષણ કરશું. તમે રડવાને કદિ ઉત્તેજન આપ્યું નથી, પણ આજે એક દિવસ શોકમાં પડવાની અમને છુટ્ટી આપજો. કાલ સવારથી તમે છોડેલું કામ અમે ખડકની જેમ મજબૂત થઈ ઉપાડી લઇશું."

પાયદસ્તની ક્રિયામાં ભાગ લેનારાઓમાં ઘણા નામાંકિત માણસોએ હાજરી આપી હતી.

ઈજીપ્ત માટે સ્વતંત્રતા મેળવવાની આશા રાખનારાઓમાં ૧૦મી ફેબ્રુઆરી નો દિવસ મોટા શોકનો હતો. કેરો શહેરના ઇતિહાસમાં તેવા શોકનો દાખલો અગાઉ કદિ જોવામાં આવ્યો નહોતો. અને જેમણે એમની પાયદસ્તનું સરઘસ જોએલું હશે તેઓ લાંબા વખત સુધી એ દિવસને ભૂલશે નહિ એવું જણાવવામાં આવે છે.

મુસ્તફા કામેલ પાશાએ સ્થાપેલા નેશનાલીસ્ટ પક્ષ વિષે કેટલીક હકીકત નીચે મુજબ છેઃ—

નેશનલ પાર્ટીની સ્થાપના કરવાને એ પક્ષના ૧૦૦૦ જેટલા મેંબરોની એક ગંજાવર મીટીંગ ગયા ડીસેંબરમાં મળી હતી. તે વખતના ઠરાવોમાં પહેલો કાનૂન એવો છે કે મુસ્તફા કામેલ પાશા જીંદગી સુધી એ પક્ષના આગેવાન ગણાશે. તેમના મરણ પછી ૧૦ દિવસ મીટીંગ ભરી નવા આગેવાનને

ચૂંટી કાઢવો. નેશનાલીસ્ટ પક્ષના મેમ્બરોની એક કોંગ્રેસ દર સાલ ભરવી તેમાં ચૂંટણી કરીને કારોબારી કમીટી નીમવી. તેમાંના આઠની કમિટીની દર અઠવાડીએ મીટીંગ ભરવી.

નાઇલ નદીના આખા પ્રદેશમાં એ પક્ષના વિચારોનો છાપાદ્વારા તથા ભાષણોદ્વારા ફેલાવો થયો છે. એ પક્ષના ધનાઢ્ય મેંબરોએ પોતાને ખરચે કેટલીક નિશાળો કાઢી છે. જે વડે એ પક્ષના સિદ્ધાંતોનો દિવસે દિવસે બહોળો પ્રચાર થતો જાય છે. તે પક્ષનો ઉદ્દેશ ઈજીપ્ત માટે પાર્લામેંટ સ્થાપવાનો છે, તે મળતાં સુધી નેશનાલીસ્ટ પક્ષની કોંગ્રેસ દર સાલ મળતી રહેશે, અને લોકોને પોતાના હક જાળવવા માટે લાયક બનાવવા, તથા તેમનો ઉદ્ધાર કરવા બનતું કરશે.

નેશનાલીસ્ટ પક્ષની લડતમાં બ્રિટીશ સરકાર આડે આવી શકતી નથી, કારણ કે એ પક્ષ ડહાપણ વાપરી હુલ્લડખોર વર્તણુંકને ઉત્તેજન દેવાનો ઇન્કાર કરે છે.

આ સંબંધમાં ૬૦૦૦ માણુસની એક ગંજાવર મીટીંગ આગળ મુસ્તફા કામેલ પાશાએ જણાવ્યું હતું કે 'ઇજીપ્તના લોકોને હાલની સ્થિતિથી જાગૃત કરવાનો, પ્રજાકીય જુસ્સો પેદા કરવાનો, પ્રજાની બે કોમો વચ્ચે એકસંપી અને સુલેહ ફેલાવવાનો રસ્તો આ પક્ષ ગ્રહણ કરશે. તેનો મુખ્ય ઉદ્દેશ એવો છે કે છેવટે ઇજીપ્તમાં પ્રજાના પ્રતિનિધિઓને રાજ કારભાર મળવો જોઇએ, તથા તેમની ઉપર યુરોપની પાર્લામેંટોના જેવી પાર્લામેંટની સર્વોપરી સત્તા ગણાય; અને ઇજીપ્તને અંદરના વહિવટ માટે સંપૂર્ણ સ્વતંત્રતા (ઇગ્લાંડના કાબુવગરની) મળે.

# પ્રેમા પટેલનો લોભ

અથવા

## માણસ કેટલી જમીનનો માલિક હોઇ શકે?

### પ્રકરણ ૧ લું.



એક ગામડિયા બ્હેનને તેની મોટી શહેરી બ્હેન એક દહાડો મળવાને આવી. મોટી બ્હેન એક શહેરી દુકાનદારને અને નાની બ્હેન એક ખેડૂતને પરણી હતી. બંને બ્હેનો એક દિવસ વાળુ કરતી કરતી વાતે ચઢી. મોટી બ્હેન શહેરની જીંદગીની બડાઇ કરવા લાગી. પોતે કેવી સારી રીતે રહે છે, રહેવાને કેવું સારૂં મકાન છે, છોકરાંને અને પોતાને કેવાં મજાનાં કપડાં પહેરવાને મળે છે, કેવું કેવું ખાવાનું મળે છે, વરા, જમણવાર, નાટક, મેળા વિગેરેમાં જતાં કેવી મોજ પડે છે. એ બધું તેણે રસથી કહી સંભળાવ્યું.

નાની બ્હેનને આથી ચટકો લાગ્યો. તે વેપારી જીંદગી વખોડવા લાગી અને ખેડૂતની જીંદગીને વખાણવા લાગી. *તે બોલી કે "હું તો આ જીંદગીને છોડીને તારી જીંદગી ભોગવવાનું પસંદ કરૂં નહિ.

---

* મૂળમાં "તેણી" છે તે અમે સુધાર્યું છે. બ્ર. ગાં. સા. મં.

અમે ગરીબ ભલે રહ્યાં, પણ અમારે કાંઇ વ્યાધિ નથી. તમે વધારે ઠાઠથી રહેતાં હશો. પણ તેથી ઝાઝું કમાવાની હાયવોય તમારે કરવી પડતી હશે. અને ઝાઝું કમાવા જતાં ઝાઝું ખોઇ પણ બેસો. આજે તમે શાહુકાર થઇ ફરો, પણ કાલે તમારે ભીખ માંગવી પડે એવો અવસર પણ આવે. અમે કદિ ધનાઢ્ય નહિ થઇએ તે બરોબર; પણ અમને પેટ પૂરતું રોજ મળી રહેશે."

"પેટ પૂરતું મળી રહેશે ?" મોટી બ્હેન બોલી ઉઠી. "ચાલો તેમાં તે શું સંભળાવ્યું ? કૂતરાં મીંદડાંને જેમ મળી રહે છે તેમ તમને પણ મળે; પણ નહિ તમે નાતના કે જાતના, નહિ રીતના કે ભાતના. તારો ધણી બિચારો ગમે તેટલી મહેનત કરશે છતાં તમે રહેવાના ઉકરડામાં અને મરવાના પણ ઉકરડામાં; અને તમારા છોકરાંઓનું પણ તેમજ."

"તેમાં શું થઇ ગયું ?" નાની બ્હેને હિમ્મતથી જવાબ વાળ્યો. "અમે ભલે તેવાં રહ્યાં, પણ અમારે નિરાંત છે. અમારે નથી કોઇની પાસે વાંકા વળવાનું, કે નથી કોઇની દહેશત. તમને શહેરના રહેવાસીઓને ઘણાએ લાલસા હોય છે. આજે તારી હાલત સારી છે, અને કાલે તારા ધણીના મગજમાં ભૂત ભરાય, તો જૂગાર દારૂ કે સ્ત્રીના ફંદામાં ફસાઇ બધું ગુમાવી દે. કેમ ખરૂં કે નહિ ?"

પ્રેમો પટેલ (નાનીનો ધણી) ઓટલા પર પડ્યો બધું સાંભળતો હતો. તે વિચાર કરવા લાગ્યો કે "આ વાત ખરી છે. જે માણસ બાળપણથી મહેનત કરતાં અને ધરતીનાં ઢેફાં ભાંગતાં શીખ્યો હોય તો પછી તેના મગજમાં ભૂત ભરાતું નથી. પણ મારે મુશ્કેલી એ છે કે પૂરતી જમીન મારી પાસે નથી. જો મારે જોઇએ તેટલી જમીન હોય તો પછી હું બાબરા ભૂતનીયે પરવા ન કરૂં."

બંને બ્હેનો વાળુ કરી પરવારી સૂઇ ગઇ. પણ ડહેલીએથી બાબરો ભૂત પસાર થતો હતો તેણે પ્રેમા પટેલના વિચાર જાણ્યા અને મનમાં બોલ્યો કે "આ પટેલને મારી સાથે મેદાન પડવાનો ગર્વ થયો છે. ઠીક છે, હું તેને જોઇએ તેટલી જમીન આપીશ અને પછી જોઇશ કે તે શું કરે છે.'

---

## પ્રકરણ બીજું.



તે ગામડાંની નજીકમાં આશરે ૩૦૦ એકર જેટલી જમીન એક શેઠીઆના તાબામાં હતી. તે શેઠીઓ આસપાસના ખેડૂઓ સાથે સારી રીતે રહેતો હતો. પણ તેણે એક નવો કારકુન રાખેલો તે બધા પાડોશીઓને બહુ સતાવવા લાગ્યો. કોઇનાં ઢોર છૂટી તેની જમીનમાં આવે તો દંડ કરાવતો. પ્રેમો પટેલ બહુ સંભાળીને રહેતો છતાં તે તેના સપાટામાં આવી જતો. આથી તે બહુ કંટાળી ગયો હતો. તેવામાં તેને ખબર મળ્યા કે પેલા ૩૦૦ એકર વેચવામાં આવનાર છે અને કોઇ જમીનદાર તેને ખરીદી લેવા માંગે છે. આથી ખેડૂઓ બધા ચિંતામાં પડ્યા. તેઓ વિચારવા લાગ્યા, કે "આ તો ઉલામાંથી ચૂલમાં પડવા જેવું થશે. નવો જમીનદાર આપણાં લોહી ચુસી જશે. આપણાથી બીજે ક્યાંય ચાલ્યું જવાશે નહિ."

આથી ગામના બધા ખેડુતો મળી શેઠીઆ પાસે ગયા, અને તેને વિનંતિ કરી કે તે જમીનદારને પેલી જમીન વેચવાને બદલે તેઓનેજ વેચે. તેઓ વધારે કિમ્મત આપવા તૈયાર થયા. શેઠીઆએ તે વાતની હા

કહી. પછી ખેડૂઓ બધા સાથે મળીને તે જમીન ખરીદી લેવાનો વિચાર કરવા એકઠા થયા. ઘણીએ મસલત કરી, પણ પેલો બાબરો તેઓને વઢાવી પાડતો, એટલે તેઓ કાંઇ નીવેડા પર આવી શક્યા નહિ. આખરે એવું નક્કી થયું, કે સૌ પોતપોતાને માટે ગમે તેટલી જમીન ખરીદે. આ વાત પણ શેઠિયાએ કબૂલ રાખી. પ્રેમા પટેલે સાંભળ્યું કે તેમાં એક પાડોશીએ સાઠ એકર જમીન ખરીદી લીધી છે, અને શેઠિયાએ અરધોઅરધ પૈસા બે વરસ સુધીમાં ભરી દેવાનાં કાંધા પણ તેને કરી દીધાં છે. પ્રેમા પટેલનાં મનમાં થયું કે આ તો બધા જમીન ખરીદી લેશે અને હું રહી જઇશ. આથી તેણે પટલાણીને બોલાવી કહ્યું :

"આ બધી જમીન ખરીદવા મંડયા છે. આપણે પણ ત્રીસેક એકર ખરીદીએ. એ વિના છૂટકો નથી. કોઇ જમીનદારને પનારે પડયા તો દંડ ભરીનો ડૂચો નીકળી જશે." બંનેએ જમીન લેવી એવો ઠરાવ કર્યો, સોએક રૂપિયા તેઓએ સંઘરી રાખ્યા હતા. બાકી વાછડો વેચ્યો, કંઇક દાણો વેચ્યો, છોકરાને નોકરીએ રખાવ્યો. અને એમ કરીને થોડાક વધુ રૂપિયા ભેગા કર્યા. આમ જમીનની અડધી કિમ્મત તો ભેગી કરી. પછી પ્રેમા પટેલે સારી, થોડી ઝાડીવાળી પચાસેક એકર જેટલી જમીન પસંદ કરી અને શેઠિયા પાસે સોદો કરવા ગયો અને બાકીના પૈસા લઇ ખત બનાવ્યાં, અને બાકીના પૈસાના કાંધા કરી બે વરસે પૂરા કરવાની શરત કરી આપી.

પ્રેમા પટેલ હવે પોતીકી જમીન ઉપર રહેવા લાગ્યા. બીયાં ઉછીના લઇ નવી જમીનમાં વાવેતર કર્યું અને મજાનો પાક ઉતાર્યો. એકજ વરસમાં તેણે દેવું બધું ખલાસ કર્યું, અને પોતે જમીનદાર થઇ બેઠા, ઢોરાંને પણ પોતાની જમીનમાં ચસ્રવવા લઈ ગયો બાસ

બધનું, તેની ગંજી ખડકવા લાગ્યો. બળતણ પણ બીજે ક્યાંથી લાવવાનું ન રહ્યું, પોતાનું ખેતર, પોતાની વાડી, એ બધું જોઇને પટેલનાં કાળજાં ટાઢાં થયાં. જમીન તેના હાથમાં આવ્યા પછી તેનો રંગ ઓર થઇ ગયો.

---

## પ્રકરણ ત્રીજું.




મા પટેલ હવે સુખે રહેવા લાગ્યા. માત્ર જો આડોશી પાડોશીઓનાં ઢોરઢાંખર જમીનમાં દાખલ થઇ તેને પજવતાં ન હોત તો તેના જેવો સુખિયો કોઇ નહોતો. તેણે બધાંને બહુ ચેતવણી આપી; પણ તેની કનડગત અટકી નહિ. કોઇ દહાડો કોઇની ગાય તો કોઇ દિ કોઇનું ઘોડું જમીનમાં દાખલ થઇ જાય. અને ઘઉં વિગેરેનો કચ્ચરઘાણ વાળી નાંખે. પ્રેમા પટેલે બહુએ વાર તેના પાડોશીઓને ચેતવણી આપી જવા દીધા. પણ અંતે તે કાયર થયો. તેથી કોરટે ચઢવાનું તેણે ધાર્યું. તે જાણતો હતો કે કોઇ જાણી જોઇને ઢોરને છોડી મૂકતું નથી; છતાં તેણે વિચાર કર્યો, કે "દરરોજ આવું કેમ પાલવે? એમને એમ ચલાવવા દઉં તો મારો બધો પાક ખલાસ થાય, માટે તેમને શાખ દીધા વિના ચાલે તેમ નથી"

આથી તેણે હવે દરરોજ કોર્ટે ચઢવાનું શરૂ કર્યું. ઘણાએ ખેડુઓને—એક વખત, બે વખત અને પછી તો ઘણીએ વાર દંડ કરાવ્યા. આથી ખેડૂઓ બધા ચિઢાયા, અને પ્રેમા પટેલને ધરાહાર હરકત કરવા લાગ્યા. એક રાત્રે એકે તેની જમીનમાં આવી બધાંએ બાવળનાં ઝાડ પાડી નાંખ્યાં અને તેની છાલ લઇને ચાલતો થયો. પ્રેમા પટેલે સદવારે ઉઠી ફરતાં ફરતાં જોયું તો એક બાવળનું ઝાડ

રહ્યું નથી. તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તે મનમાં બબડયો કે "જો હું આ ચોરને જાણું તો પછી તેના પૂરા હાલ કરૂં."

પટેલ વિચારવા લાગ્યા, કે "આ તે કોણ હશે?" આખરે તેને સૂઝી આવ્યું કે તે કામ પેલા જસા પટેલનુંજ છે. તે જસાના વાડા આગળ ગયો, આમ તેમ ડોકિયું કર્યું, પણ છાલ કયાંય નજરે ચઢી નહિ; છતાંએ લેવાદેવા વિના જસા સાથે વઢી પડયો. જસાએજ આ કામ કર્યું એવી તેને વધુ ખાતરી થઇ, અને ફરિયાદ માંડી. કોર્ટે ખૂબ તપાસ કરી પણ પૂરાવો નહિ મળતાં તેને છોડી મૂકયો. પ્રેમો પટેલ તો ગુસ્સાથી બેબાકળો બની ગયો, અને પોલિસ પટેલ, ન્યાયાધિશ, બધાની સાથે તકરાર કરી પડયો. તે ધમકાવવા લાગ્યો, કે "તમે બધા ચોરની રક્ષા કરો છો, જો તમે પ્રમાણિકપણે રહેતા હો તો તેને જતો કરોજ નહિ" આમ પ્રેમો પટેલ તેના આડોશી પાડોશી અમલદારો એ બધાંની સાથે કજીયો કરી બેઠો. પાડોશીઓ તો એટલા ચિઢાયા કે તેનું ઘર તથા વાડો વિગેરે બાળી નાંખવાની ધમકી દેવા લાગ્યા. નવી જમીન ખરીદવાથી પ્રેમાને જમીનમાં તો ઘણોએ માર્ગ થયો, પણ તેને માટે દુનિયામાં કયાંય માર્ગ ન રહ્યો.

આમ ચાલતું હતું, તેવામાં એવી વાત ફેલાઇ* કે બધા માણસો નવી જગ્યા ઉપર રહેવા જાય છે. પ્રેમાએ આ વાત સાંભળી. તેણે વિચાર્યું, કે "આપણે તો આ જમીન છોડવીજ નહિ. આસપાસના લોકો જો અહિંથી નીકળે તો પીડા ઓછી થાય. હું તેઓની જમીન ખરીદી લઉં અને પછી સુખે રહું."

એક દિવસ પ્રેમા પટેલ ઘેર હતા ત્યાં કોઇ એક મ્હેમાન ચઢી આવ્યો. તેની તેણે પરોણાગત કરી અને રાત રહેવા આગ્રહ કર્યો.

---

* મૂળમાં "ફેલાણી" છે.

રાત્રે બંને વાતો કરવા બેઠા. ક્યાં રહેવું, ક્યાંથી આવો છો વિગેરે સવાલો પ્રેમાએ પૂછ્યા. વાતમાં ને વાતમાં તે મુસાફરે કહ્યું કે "હું દક્ષિણમાંથી આવું છું. તે હજુ વસતુંજ જાય છે. ત્યાં જમીન બહુજ સોંઘી મળે છે. અને એટલી તો રસાળ છે કે જો અજાણતાં દાણો જમીન પર પડ્યો હોય તો તે પણ ઉગી નીકળે છે. અને એક ડૂંડામાંથી ખોબા જેટલું અનાજ નીકળે છે. ત્યાં હમણાં એક સ્હાવ નિર્ધન ખેડૂત આવ્યો હતો તેણે એક વરસ બરોબર મહેનત કરી તેમાં તો તે થોડી જમીન અને કેટલાંક ઢોરો પણ ખરીદી શક્યો."

પટેલ આ સાંભળી ખૂશખૂશ થઇ ગયા, અને વિચારવા લાગ્યા, કે: "જો સોંઘી જમીન મળતી હોય તો આપણે આવી ભિચોખીચ વસ્તીમાં શા માટે રહેવું? હું મારાં ઘરબાર વેચી નાંખીશ અને ત્યાં જઇને નવાં ઘરબાર બનાવીશ. અહિં રોજ વસ્તી વધતી જાય છે, અને તેથી મારે દિવસે દિવસે વધારે મુશ્કેલીઓ વેઠવી પડશે માટે ચાલ પહેલાં તો તે જગ્યા જોઇ આવું."

હવે જ્યારે મહા મહિનો આવ્યો ત્યારે તે નવી જમીન જોવાને ચાલી નીકળ્યો. થોડેક સુધી ગાડી, થોડેક સુધી પગે એમ મુસાફરી કરતાં કરતાં દોઢસોક ગાઉ કાપ્યા, ત્યારે પેલા મ્હેમાને કહેલી જગાએ તે પહોંચ્યો.

અહિં આવી તેણે જોયું, તો જેવું વર્ણન સાંભળ્યું હતું તેવુંજ બધું દેખાયું. ખેડૂત આનંદથી રહેતા હતા અને કલ્લોલ કરતા હતા. દરેકને ત્રીસત્રીસ એકર જેટલી જમીન આપવામાં આવી હતી. જે કોઇ નવું રહેવા આવતું તેને લોકો બહુ આવકાર આપતા. ત્રીસ એકર કરતાં વધુ જમીન જો કોઇ માણસ લેવા ધારે તો તે દોઢ રૂપિયે એકર લેખે ખરીદી શકતો.

પ્રેમાએ તમામ તપાસ કરી લીધી. તે બહુજ ખૂશી થઇ ગયો, અને ઘેર જઇ બધું આટોપી એકદમ પાછું આવવા ધાર્યું. બીજે વરસે બધું સંકેલી પેલા નવા દેશમાં જવા નીકળ્યો.

---

## પ્રકરણ ચોથું.



પ્રેમા પટેલ નવી જમીન પર પહોંચ્યા, એટલે પહેલાં તો તેણે બધા પટેલોને જમાડયા. ત્રીસ એકર ઉપરાંત દોઢસોક એકર બીજી જમીન તેણે ખરીદી. ઘર બાંધ્યું. રહેવા લાગ્યા. નવાં ઢોર પણ લીધાં જમીન બહુ રસાળ હોવાથી થોડા વખતમાં તો તે પૈસાવાળો થઇ ગયો, અને સુખચેનમાં રહેવા લાગ્યો.

તે જ્યારે રહેવા આવ્યો ત્યારે તેણે ધાર્યું હતું કે અહિં વસ્તી બહુ થોડી છે તેથી આપણને ઠીક પડશે. પણ પ્રેમા પટેલને નશીબે થોડા વખત પછી ત્યાં પણ માણસો આવવા લાગ્યાં.

પહેલે વરસે તેણે ઘઉં વાવ્યા અને ઘણોજ સારો પાક મળ્યો આથી તે લોભમાં પડયો. વધારે જમીન હોય તો વધારે પૈસા મળે એમ વિચારી તેણે વધુ જમીન લેવા ધાર્યું. પણ જમીન મળે નહિ કેમકે બધી વેચાઇ ગઇ હતી.

જે માણસો પોતાની જમીન ખેડી શકે એવા નહોતા તે ભાડે આપતા. આવી કોઇ જમીન ભાડે લેવા પ્રેમાને વિચાર થયો તેથી તે વેપારી પાસે ગયો, અને થોડી જમીન એક વરસ માટે લઇ આવ્યો. થોડા દિવસ પછી તે વધારે જમીન પોતાને નામે કેમ લેવાય તેના વિચારમાં પડયો.

આમ ને આમ ત્રણ વરસ ચાલ્યાં ગયાં. દરેક વરસે તે વધુ જમીન ભાડે લેતો અને તેમાં વાવેતર કરતો. દિવસે દિવસે તેની પાસે પૈસો ભેગો થવા લાગ્યો થોડો વખત તેને નિરાંત વળી પણ પછી જમીન ભાડે લેવાનો તેને કંટાળો ઉપજવા લાગ્યો.

જો કોઇ જમીન વેચતું તો બધાએ ત્યાં દોડી જતા, અને એકદમ ખરીદી લેતા. તેથી પટેલનો લાગ ફાવતો નહિ. આખરે તેણે એક વેપારી સાથે ભાગ રાખી એક વાડી ખરીદી અને તેમાં વાવેતર કર્યું. પણ જ્યારે ભાગ પાડવાનો વખત આવ્યો, ત્યારે કજીયો થયો. પટેલે વિચાર્યું, કે "આ જમીન મારા એકલાની હોય તો કેવું સારૂં! મારે કોઇના ઓશિયાળા રહેવું ન પડે." આથી તે જમીન લેવાની તજવીજમાં રહેવા લાગ્યો.

એક દિવસ તેને ખબર મળ્યા કે કોઇ ખેડૂત મુશ્કેલીમાં હોવાથી પોતાની ૧૫૦૦ એકર જેટલી જમીન બહુ સોંઘામાં વેચી નાંખે છે એકદમ પેલા ખેડૂત પાસે ગયો અને કાંધા કરી જમીન લખાવી લીધી. પ્રેમા પટેલનાં મનનું ધાર્યું થયું અને તેને ટાઢક વળી.

એવામાં કોઇ એક વેપારી મુસાફર તે ગામમાં આવી ચઢ્યો. તે પ્રેમા પટેલને ત્યાંજ ઉતર્યો એટલે બંને વાતો કરવા બેઠા. પટેલે પૂછ્યું, "તમે કયાંથી આવો છો?" તે વેપારીએ કહ્યું કે "હું એવી જગ્યાએથી આવું છું કે જ્યાંના લોકો તદ્દન ભોળા અને ભલા છે. ત્યાં જમીન પાણીને મોલે વેચાય છે, મેં હજુ હમણાંજ એક હજાર રૂપિયામાં પાંચ હજાર એકર જેટલી જમીન લીધી."

આ સાંભળી પટેલનું મન પાણીપાણી થઇ ગયું. તેણે પૂછ્યું કે "તમે તે જમીન શી રીતે ખરીદી?" વેપારીએ જવાબ આપ્યો: "પહેલાં તો મુખીને વીસ પચીસ રૂપિયાની કિમ્મતનાં કપડાં વિગેરે

લઇ ગયો હતો તેનું નજરાણું આપ્યું. આથી તે ખૂશખૂશ થઇ ગયો. પછી જમીન માંગી. તે મોંઢેમાંગ્યે ભાવે આપી. મારી જમીન નદીના કાંઠા ઉપરજ છે. તેથી બહુજ સારો પાક મને મળશે" એટલું કહી તેણે ત્યાંના લોકો વિષે વાત કરવા માંડી.

તેણે કહ્યું, "ત્યાનાં માણસો ગાડર જેવાં ભોળાં છે તમે જાઓ તો તમે પણ મારી માફક સોંઘામાં જોઇએ તેટલી જમીન મેળવી શકો. ત્યાં જમીનનો પારજ નથી. એમ કહી તેણે લીધેલી જમીનનો દસ્તાવેજ બતાવ્યો. પટેલે બધું ધ્યાન દઇને સાંભળ્યું. તેને વિચાર થયો કે "આમ છે તો પછી મારે શાનારે ત્રમણાં ચોગણાં નાણાં ખરચવા અને વળી ગળે દેણું લટકાવવું !"

---

## પ્રકરણ પાંચમું.



મા પટેલ તે વેપારી મુસાફરને ત્યાં જવાનો રસ્તો પૂછી પોતાનાં બાયડી છોકરાંને પોતાની માલમત્તાની તપાસ રાખવા મૂકી લાંબી મુસાફરીએ નીકળી પડયો. શહેરમાંથી ભાતું લીધું નજરાણા જોગી ચીજો પણ ખરીદી લીધી. અને પેલા વેપારીએ કહ્યું હતું તેમ મજલ દરમજલ કરતાં સાત દિવસે ત્રણસોક માઇલની લાંબી મુસાફરી કરી ધારેલી જગાએ આવી પહોંચ્યો.

તે દેશના લોકો ઝુંપડાં બાંધી નદીને કાંડે રહેતા હતા. કોઇ કંઇ ખેતી કરતું નહિ હતું. પટેલે ત્યાં જઇ જોયું તો ગાયો, ઘોડા અને બકરાંનાં મોટાં ટોળાં ચરતાં હતાં. લોકોનો ખોરાક દહિં દૂધ, માંસાદિ હતો. આખો દિવસ તેઓ પોતાની વાંસળી વગાડવામાં અને તીર કામઠું લઇ શિકાર કરવામાંજ ગાળતા. તેઓ મુખ્યત્વે

ફરી ભીલની જાતના હતા. પરોણાચાકરીને તેઓ મોટો ધર્મ સમજતા હતા. જેવા પટેલ તેઓની નજરે પડયા તેવા તેઓ બહુ ખૂશી થઈ ગયા અને બધા તેની આસપાસ વિંટળાઇ વળ્યા. બધા કુંડાળું વળી બેઠા. પહેલાં તો પટેલે પોતાની પાસેથી તેઓને ખાવા આપ્યું. સૌ ખાઇ રહ્યા પછી પોતે જે ચીજો લાવ્યો હતો તે લોકોને વહેંચી આપી. લોકો રાજીરાજી થઇ ગયા. આ લોકોની ભાષા જુદીજ હતી. તેઓમાંથી એક પટેલની ભાષા થોડી ઘણી સમજતો હતો તે બધાના કહેવાથી આગળ આવ્યો, અને બધા વતી પટેલનો તેણે આભાર માન્યો. આ સખ્સને દુભાષિઓ નિમવામાં આવ્યો, અને તેની મારફત પટેલ તથા ત્યાંના લોકો અરસપરસ વાતો કરવા લાગ્યા.

દુભાષિયો લોકોના વતી પટેલને કહેવા લાગ્યો, કે "અમે બહુ ખૂશી થયા છીએ. અને તમારે શું જોઇએ છે તે અમને કહો જેથી અમે તમારે માટે બનતું કરીએ."

પટેલે કહ્યું: "મારે અહિં સરસમાં સરસ જમીન જોઇએ છીએ અમારા દેશમાં બહુ થોડી જમીન છે, અને છે તેમાં બહુ મહેનત કરવી પડે છે."

દુભાષિયાએ આ વાત લોકોને કહી સંભળાવી. એ સાંભળી આ જંગલી લોકો ખૂબ બરાડા પાડવા મંડી પડયા. પ્રેમા પટેલનાં તો હાંજાંજ ગગડી ગયાં. તે એમજ સમજ્યો, કે આ લોકો તેના ઉપર ગુસ્સે થઇ ગયાં છે. પણ તેટલામાં તેઓને પાછા હસતા જોયા. એટલે પટેલના પેટમાં જીવ આવ્યો. થોડી વારમાં તેઓ શાંત થયા એટલે પેલા માણસે કહ્યું, કે "આ લોકો બહુ ખૂશી થયા છે, અને કહે છે કે તમારે જોઇએ એટલી જમીન તમે લેજો, તમે ફક્ત અમને હાથેથી બતાવશો કે કયી જમીન તમારે જોઇએ છીએ."

થોડીવારમાં પાછા તેઓ અન્દર અન્દર વઢવા લાગ્યા. પટેલે પૂછ્યું તો તેને માલમ પડ્યું, કે કેટલાક મુખીને પૂછ્યા વિના જમીન ન અપાય એમ કહેતા હતા, અને કેટલાક પૂછવાની કંઇ જરૂર નથી એમ કહેતા હતા.

---

## પ્રકરણ છઠ્ઠું.



આમ વાતો ચાલતી હતી ત્યાં કંઇક સારા દેખાવનો એક માણસ છેટેથી આવતો જણાયો તેને જોઇ બધા ચૂપ થઇ ગયા. પેલા દુભાષિયાએ પટેલને જણાવ્યું કે તે ત્યાંનો મુખી હતો.

મુખી આવ્યો, એટલે બધા લોકોએ ઉભા થઇને તેને માન આપ્યું. પટેલે તરતજ પોતાનો સામાન ખોલી એક સુરસ ચીજ કાઢી તેને ભેટ આપી. મુખીએ તે વિનયથી સ્વીકારી અને પોતાને લાયક સ્થળે બેઠો, લોકોએ બધી વાત તેને કહી અને મુખીએ તે શાંતિથી સાંભળી. પછી તે પ્રેમા પટેલની સામે જોઇ કહેવા લાગ્યોઃ

"ભલે તમારી મરજી પડે ત્યાંથી જોઇએ તેટલી જમીન તમે લઇ લો. અમારી પાસે પુષ્કળ જમીન છે."

પટેલ વિચારવા લાગ્યાઃ "એમ કેમ લઇ લઉં ? કાંઇ ખત તો જોઇએ, નહિં તો આજ આપે અને કાલ લઇ લે તો હું શું કરૂં ?"

પછી તે બોલ્યો; "હું તમારો ઉપકાર માનું છું. તમારે જમીન છે તે ખરૂં, પણ મારે તો થોડીજ જોઇએ છે. માત્ર એટલુંજ જાણવા માગું છું કે તમે મને કયી જમીન આપશો, અને જે આપશો તેના કાયદેસર ખત કરી આપવાના કે નહિ ? આપણી જીવનદોરી સોયા

ધણીના હાથમાં છે; તમે પોતે માયાળુ છો, પણ મારાં છોકરાં પાસેથી તમારાં છોકરાં કદાચ તે જમીન પાછી ન લઇ લે તેની ખાતરી શું ?"

મુખીએ જવાબ આપ્યો: "તમે કહો છો તે બરાબર છે. તમોને ખત કરી આપીશું."

પટેલે તો બોલવું ચાલુ રાખ્યું: "મેં સાંભળ્યું છે કે એક વેપારી અહિં આવ્યો હતો, અને તેને જમીન આપી તમે દસ્તાવેજ કરી આપ્યો હતો. મારે પણ તેવોજ દસ્તાવેજ જોઇએ."

મુખી તરતજ સમજી ગયો અને બોલ્યો કે " હા બધું તમે કહેશો તેમ થઇ રહેશે. અમારા કામદાર આવે, એટલે તેને લઇ શહેરમાં જઇને તમને ખત કરી આપીશું."

પટેલે પૂછયું, " તમે શા ભાવે જમીન આપો છો ?"

મુખીએ કહ્યું: "એકજ દામ છે. હજાર રૂપિયે દિવસ."

પટેલ સમજ્યા નહિ. તેણે પૂછયું, "એક દિવસ તે કેવું માપ ? કેટલા એકરનો દિવસ ?"

મુખી બોલ્યો. "અમે જમીન માપવાની બીજી રીત જાણતા નથી. દિવસને હિસાબે વેચીએ છીએ. એક દિવસમાં તમે જેટલી જમીનની આસપાસ ફરી વળો તેટલી તમારી."

પટેલ અચંબામાં પડી ગયા. અને બોલી ઉઠયા, કે "આ તો ઘણું સારૂં. એક દિવસમાં તો ઘણું ચલાય."

મુખી હસ્યો, અને કહ્યું: "હા, તેટલી બધી જમીન તમારી થશે પણ એક શરત છે. જ્યાંથી તમે નીકળો ત્યાંજ પાછા સૂરજ આથમતા સુધીમાં ન આવી પહોંચો તો તમારા પૈસા નકામા જાય."

પટેલે કહ્યું "પણ હું કયે કયે ઠેકાણે જઈ આવ્યો છું એ તમે કેમ જાણી શકશો ?"

મુખીએ જવાબ આપ્યો; "તમે જયાંથી ચાલવાનું શરૂ કરશો ત્યાં અમે બેસી રહીશું. તમે ચાલતાં ચાલતાં કોદાળીથી જમીન ઉપર નિશાની કરતા જજો. પછી અમે તે નિશાનીને આધારે એક સીટી દોરી આપીશું. તમારાથી જેટલી લેવાય તેટલી લેજો, પણ એટલું ધ્યાનમાં રાખજો, કે સૂર્યાસ્ત સુધીમાં પાછું આવતા રહેવાનું છે."

પટેલ તો રાજીના રેડ થઇ ગયા. બીજે દિવસ સ્હવારના વહેલા નીકળવું એમ તેણે નક્કી કર્યું. રાત પડતાં ખાઇ પીને આનંદ કરી સૌ સુવા ગયા. પટેલને સુવાની સારી સગવડ કરી આપી, સ્હવારે વ્હેલા તૈયાર થવાનું કહી બધા ત્યાંથી વિદાય થયા.

---

## પ્રકરણ સાતમું.



મા પટેલ પથારીમાં પડયા, પણ ઉંઘ કેમેય આવી નહિ. તેના મગજમાં જમીનનાજ વિચાર ઘુમ્યા કરતા હતા તેને વિચાર આવ્યો. "જેટલી જમીનની આસપાસ હું ફરી વળીશ તેટલી લઇ લઇશ. ચાલવામાં જરા પણ ખામી નહિ આવવા દઉં. દિવસો લાંબા છે તેથી વીશેક ગાઉ તો હું ખૂશીથી ચાલી શકીશ. તેટલા ચક્કરમાં કેટલા એકર માય તેની ગણતરી પણ હું તો કરી નથી શકતો. જમીનમાં કોઇ ભાગ ખરાબ હશે તો હું વેચી નાંખીશ, અથવા ભાડે આપી દઇશ. અને સરસમાં સરસ ભાગ હશે તે ખેડીશ. પછી ઘણાં ઢોર પણ ખરીદીશું. જમીન ઘણી હશે એટલે ઢોરનું ખરચ જરા પણ માથે નહિ પડે."

આવા આવા વિચારોમાં લગભગ આખી રાત પટેલને નિંદર આવી નહિ. છેક પરોઢિયે જરા ઝોકું આવ્યું, હજી તો સ્હેજ આંખ

ઊંઘાઇ ત્યાં તેને સ્વપ્નું આવ્યું: "મુખી જાણે હસતો હસતો પોતા ભણી આવે છે: જરા નજીક આવ્યો એટલે જણાયું કે તે તો પેલો વેપારી, જે તેને ત્યાં મ્હેમાન હતો તેજ, બીજું કોઇ નહિ. વળી જરા પાસે આવ્યો, એટલે તેને લાગ્યું, મુખી કે વેપારી કોઇ નહિ, પણ તે તો વિકરાળ બાઅગો છે. તે આકૃતિ થોડીવારમાં તેની પાસે આવી બેઠી પટેલે નિહાળીને જોયું તો: બાબરાનું શરીર તેને બહુજ ભયંકર લાગ્યું, અને તેની પડખે એક મૂડદું દેખાયું. મુડદાને તપાસ્યું તો તે કોઇનું નહિ, પણ પોતાનુંજ જણાયું, આ જોઇ તે એકદમ હેબતાઇ ઉઠયો.

જાગીને વિચારવા લગ્યો; "આનો અર્થ શું હશે?" પાછો વળી વિચાર આવ્યો, "અરે કંઇ નહિ, એ તો માત્ર સ્વપ્નુંજ!" પછી ઓઢવાનું ઉંચું કરી જોયું તો સવારનું ઝાંખુ અજવાળું જણાયું. પ્હો ફાટયું જાણી પટેલ પથારીમાંથી ઉભા થઇ ગયા. હાથમોંઢું ધોઇ તૈયાર થયા. પછી પોતાના ગાડીવાળાને ઉઠાવી કોદાળી લઇ મુકરર કરેલી જગાએ પહોંચ્યા. ત્યાં બધા માણસોને જગાડયા. તેઓ બધા હાથમોંઢું ધોઇ નાસ્તો કરવા બેઠા, પટેલને પણ જરા નાસ્તો કરી લેવા કહ્યું. પણ તેણે તો નાજ પાડી, અને કહ્યું કે "હવે વખત થયો છે. ચાલો ઝટ કામ શરૂ કરી દઇએ."

---



## પ્રકરણ આઠમું.

લોકો બધા તૈયાર થઇ ગયા. બરાબર સૂર્યોદયને વખતે જે જગાએથી ચાલવાનું શરૂ કરવાનું હતું ત્યાં સૌ જઇ પહોંચ્યા. એક ટેકરી ઉપર બધા ચઢયા. મુખી પ્રેમા પટેલ પાસે આવ્યો, અને ચારે તરફ હાથ

બતાવી કહ્યું: " આ જ્યાં સુધી નજર પહોંચે છે. ત્યાં સુધીની બધી જમીન અમારી છે. તમને ગમે તેટલી લઇ લેજો."

પટેલ તો બહુજ ખૂશી થઇ ગયા. જમીન તેને ઘણી સારી લાગી. તેની માટી કાળી અને અને ખાતરાળ હતી. કોઇ કોઇ ઠેકાણે છાતી સમું ઘાસ ઉભું હતું.

મુખીએ નિશાની કરી પટેલને કહ્યું, " અહિં આવો, જુઓ, તમારે અહિંથી ચાલવાનુ શરૂ કરવું, અને સૂર્યાસ્ત સુધીમાં પાછું અહિંજ પહોંચવું. જેટલી જમીનની આસપાસ ફરી વળશો એટલી તમારી."

પટેલે કપડાં કસ્યાં, અને કોદાળી ખભે નાંખી. એકાદ રોટલો પછેડીમાં નાંખી ભેડમાં બાંધ્યો. પાણીની નાની શિરોઇ પણ ખભે લટકાવી લીધી. અને તૈયાર થઇ ઉભા. પહેલાં તો કયી દિશાએ જવું એ મુઝવણ થઇ. પણ ઉગમણી દિશાએ જવું એવું તરત નક્કી કર્યું. સુરજની વાટ જોવા લાગ્યા.

જેવી સૂરજની કોર દેખાઇ, કે તરતજ પટેલ છૂટયા. મનમાં વિચાર્યું, કે "એક ક્ષણ પણ ગુમાવવાની નથી. ટાઢા પ્હોરમાં ખૂબ ચલાશે."

પહેલાં તો સાધારણ ઝડપથી ચાલવું શરૂ કર્યું, બે એક ખેતરવાં ચાલ્યા અને કોદાળીથી નિશાની કરી. એમ ચાલતા ગયા અને નિશાની કરતા ગયા. હળવે હળવે તેની ચાલ વધવા લાગી.

કેટલુંક ચાલ્યા પછી પટેલે જરા પાછું, વળી જોયું તો ટેકરી ઉપરના લોકો ચોકખા દેખાતા હતા, અને ગાડાંનાં જડોયાં પણ સૂરજનાં તેજથી ચળકતા હતાં. તેણે વિચાર્યું કે ત્રણ સાડાત્રણ ગાઉ ચલાયું હશે. હવે તેને જરા પસીનો થવા લાગ્યો, એટલે કેડીયું કાઢી ખભે

નાંખ્યું, અને પાછા પગ ઉપાડ્યા થોડીવાર પછી સૂરજ સામું જોયું તો લાગ્યું કે હવે શિરામણુ ઘણું થયું છે.

પટેલ મન સાથે વાત કરવા લાગ્યાઃ "એક પ્હોર તો હમણાં પૂરો થશે, તોય હજી ત્રણ પ્હોર બાકી છે. વળવાને હજી ઘણીય વાર છે." એમ કહી પગરખાં કાઢયાં, અને ત્યાંજ જમાડ્યું. ઉતાવળે ઉતાવળે થોડો રોટલો ખાઇ લીધો. અને શિરોઇમાંથી થોડું પાણી ઢીંચી ઉભા થયા. પગરખાં આ વેળા ભેડમાંજ બાંધી લીધા અને પાછું ચાલવા માંડ્યું,

ચાલતાં ચાલતાં વિચાર કરે છેઃ "હવે તો ઘણી સહેલાઇથી ચલાય છેઃ એક ગાઉ વધારે ચાલીશું; અને પછી પાછા ફરીશું સામેની જમીન કંઇ વધારે સારી લાગે છે. એ છોડી દેવા જેવી નથી." આમ વિચારતાં દોઢેક ગાઉ આગળ નીકળી ગયા. પછી ત્યાંથી ફરીને બાજુએ વળ્યા.

હવે ટેકરી તરફ નજર કરી તો ત્યાં ઉભેલા લોકો ઉંદર જેવડા લાગતા હતા. પટેલ પાછા જરા થોભ્યા, સિરોઇમાંથી પાણી પીધુ, અને થોડી વાર થાક ખાઇ પાછું ચાલવા માંડ્યું.

થાક ખાધો એટલે થોડો વખત તો નવું જોર આવવાથી ઝડપથી ચાલ્યા પણ હળવે હળવે પગ ભારે થવા લાગ્યા.

તેણે વિચાર્યું: "ફક્ત એક બે કલાક સહન કરવાનું છે. પછી તો જીંદગીની નિરાંત્ છે. આખી પેઢી તરી જશે."

કેટલુંક ચાલ્યા પછી ત્રીજો ખુણો વળવાનો વિચાર થયો, પણ સામેની થોડીક જમીન ઘણીજ સરસ લાગી. તેથી વિચાર્યું, કે આ જમીન છોડી ન દેવી જોઇએ, અહિં શણુ સારી ઉગે એવું લાગે છે." એટલે ત્યાં જઇ નિશાની કરી. "હવે તો વખત બહુ થોડો છે તેથી પાછા વળવું જોઇએ" એમ કહી ત્રીજો ખુણો વળ્યા.

## પ્રકરણ નવમું.



પટેલને હવે થાક ઠીકઠીક જણાવા લાગ્યો, અને ચાલવામાં જરા જરા મુશ્કેલી લાગી. પસીનાનાં ટીપાં બાઝી રહ્યાં હતાં, સૂરજ સામું જોયું તો લાગ્યું કે જો આવી રીતે ચલાવીશ તો કોઇ રીતે સૂરજ આથમતાં પહેલાં પહોંચી શકાશે નહિ. તેને થાક ખાવાનું મન થયું પણ તેની હિમ્મત ન ચાલી.

સૂર્યનારાયણને પણ તેની દયા ન આવી. તેણે તો પોતાનું કામ ચાલુજ રાખ્યું. સૂરજને બહુ નીચે ઉતરેલ જોઇ પટલે વિચાર કર્યો: "હું આઘે ગયો તેમાં મેં બહુ મોટી ભૂલ કરી." તેણે જરા ચાંપીને ચાલવાની મહેનત કરી.

પસીનો એટલો વળ્યો હતો કે તેની ચોરણી અને કેડિયું બંને ભીનાં થઇ ગયાં હતાં, અને શરીર સાથે ચોંટી ગયા હતાં. થોડેક આગળ ચાલ્યા પછી તો તેણે કોદાળી શિવાય બધો સામાન પડતો મૂક્યો, અને મહા મુશીબતે દોડવા માંડયું.

પટેલ મનમાં મનમાં બબડવા લાગ્યા: "મેં બહુ લોભ કર્યો, હવે બધું ખોઇશ."

જમીન અને પૈસા બધું જવાની બ્હીકથી તેનો શ્વાસ પણ ઉડી જાય છે; પસીનો બહુજ વળ્યો છે; શોષથી મોઢું સૂકાય છે. તેને મરવાની ધાસ્તી લાગી. હૈયું ધબકવા લાગ્યું, અને મતિ મુંઝાવા લાગી. તેને વિચાર આવ્યો "આટલી બધી મહેનત કરીને હવે થોડાક માટે અટકું તો લોકો મારી મશ્કરી કરશે."

સૂરજ આથમવાને બહુ થોડી વાર હતી. પટેલે વધારે જોરથી ચાલવાની મહેનત કરી. હવે તો તદન પાસે આવી પહોંચ્યો છે. સૂરજ

સામું પાછું જોય છે અને કહે છે "હવે તો એકાદ પળની વાર છે." પટેલ ટેકરી પર જોય છે તો લોકો તેને એકદમ આવવા નિશાની કરે છે. પોતાનો બધો સામાન જ્યાં મૂક્યો હતો ત્યાંજ પડેલો તેને દેખાતો હતો.

પ્રેમા પટેલને સવારે આવેલું સ્વપ્નું નજરે તરવા લાગ્યું. તેના મનમાં ફર્યું. "હવે જમીન તો મારી પાસે પુષ્કળ થઇ પણ હું જીવીશ નહિ." તો પણ સહેજ હિમ્મત નથી હારતો. સૂરજ સામું જોય છે તો તે અરધો આથમી ગયો છે.

પોતામાં જે કંઈ તાકાત રહી હતી તે અજમાવી દોડવા માંડયું. જેવો ટેકરી પાસે પહોંચ્યો કે સૂરજ અસ્ત પામ્યો. તે બબડયોઃ "હાય! હાય! બધું ખોયું!" તે અટકવા જાય છે. તેવામાં ટેકરી પરના લોકોએ બૂમ પાડી કે "એકદમ આવ, ઝટ કર, દોડ." પટેલને ખ્યાલ આવ્યો કે સૂરજ અહિંથી તો અસ્ત પામ્યો દેખાય છે પણ ટેકરી પરથી નજરે પડતો હોવો જોઇએ. એટલે તેણે માંડમાંડ શ્વાસ લેતાં વળી પગ જોરથી ઉપાડયો.

ટેકરી ઉપર હજી તડકાનો પ્રકાશ જોવામાં આવતો હતો. તે મનમાં ચિંતવતો હતો કે "પેલો મારો સામાન દેખાય. પેલો મુખી દેખાય." મુખી પેટ પકડીને હસતો હતો. પ્રેમાને તેનું સ્વપ્નું યાદ આવ્યું. તેનાં હાંજાં ગગડી ગયાં. પગ લથડવા લાગ્યા અને નિશાન આગળ પહોંચતાંજ હાથ લાંબા કરી ભોંય પર પડયો.

મુખી બૂમ મારી ઉઠયો "શાબાશ, તું ખાટી ગયો. તને બહુ સરસ જમીન મળી છે."

પ્રેમા પટેલનો ગાડાવાળો તેને લેવા દોડયો પણ પટેલના શરીરમાં પ્રાણ ન્હોતો. તેના મોંઢામાંથી લોહી વહેતું હતું.

લોકો બધા દિલગીર થઇ માથું ધુણાવવા લાગ્યા. પટેલના માણસે કોદાળી લીધી, અને બરાબર પટેલનું શબ માય તેટલો લાંબો અને પહોળો ખાડો ખોદ્યો. અને પ્રેમા પટેલને તેની ચાર જેટલી જમીનનો માલિક કર્યો *

સમાપ્ત.

---

*દ.આફ્રિકામાં પ્રગટતા ઇંડીઅન ઓપીનીઅન પત્ર પરથી.

# આફ્રિકાના સત્યાગ્રહ વખતે શ્રી ગાંધીજીએ "ગુજરાતી પંચ"ના અધિપતિ પર લખેલો પત્ર.

"ગુજરાતી પંચ"ના અધિપતિસાહેબ,

દિવાળીના ખાસ અંકને સારૂ મારે આપને કાંઇ લખી મોકલવું એવી આપે મારી પાસે માંગણી કરી છે.

મારૂં જીવન અત્યારે એકજ વસ્તુની સાથે પરોવાયલું છે, અને તે એ કે દક્ષિણ આફ્રિકામાં ટ્રાંસવાલના હિંદીએ લીધેલી પ્રતિજ્ઞા પાળવામાં મરણ ભોગવતા સુધી પ્રયાસ કરવો. એ પ્રતિજ્ઞા હિંદુસ્તાનનું માન જાળવવા સારૂ હજારો ગરીબડા હિંદીએ-હિંદુ, મુસલમાન, પારસી પંજાબી, બંગાળી, મદ્રાસી ગુજરાતી વગેરેએ- લીધી છે. ખોબા જેવડું ટ્રાંસવાલ તે દરીઆ જેવડા હિંદુસ્તાનના દાદા સરખાને પણ તે દેશમાં દાખલ થવાની મનાઇ કરે છે. આ અપમાન અત્રે થોડા, વગર ભણેલા વેપારી, ફેરીઆ મજુર, હિંદી સહન નથી કરી શકતા, નથી કરવાના. તે દૂર કરવા અમારો ધર્મ-હિંદુ હોય કે ઇસ્લામ કે જરથોસ્તી

તે પાળવા, (કેમકે લીધેલી પ્રતિજ્ઞા ન પાળીએ તો ધર્મ-ભ્રષ્ટ થઇએ એવું બધા ધર્મનું શિક્ષણ છે.) ટ્રાંસવાલની તેર હજાર હિંદીની વસ્તીમાંથી ૨૫૦૦ હિંદી કેદખાનું ભોગવી આવ્યા છે. હજુ ઘણા ભોગવે છે, ને ભોગવશે. આ કેદખાનું મહા વિકાળ છે એમ મારે કહેવું ઘટે છે. ત્યાં આપણને ઘટતો ખોરાક નથી મળતો, ત્યાં આપણને હબસીઓની સાથે ગણી કાઢે છે. પોતાના ધણી લડી શકે તેથી ઘણી સબળી હિંદી અબળાઓ વિયોગદુઃખ સહન કરે છે. કેટલીક પોતાનાં છોકરાં સહિત ભૂખ વેઠે છે. આ દુઃખ વેઠવાવાળા ઘણા ગુજરાતી છે, કેમકે ગુજરાતના હિંદુ મુસલમાન તે મુલકમાં વધારે છે.

આ કાગળ છપાશે તો આ દિવાળીના ઉત્સવ સમયે, ગુજરાતી પંચના વાંચનાર ટ્રાંસવાલના હિંદીને સારૂ શું કરવા માંગે છે એ જવાબ તેઓએ આવે સમયે પોતાના મનને આપવાનો છે. ટ્રાંસવાલના હિંદીને દિવાળી ઇદ કે પતેતી જ્યારે દળમાંથી જીતીને પાછા વળશે ત્યારેજ આવી શકે છે.

લી૦

વિલાયત

તા. ૮-૧૦-૧૯૦૯.

મોહનદાસ કરમચંદ ગાંધી



## ૬. આફ્રિકાના સત્યાગ્રહની લડતનો ટૂંક ઈતિહાસ.

( ઇંડીઅન ઓપીનીયનના સુવર્ણ અંક પરથી ઉદ્ધૃત. )

સત્યાગ્રહની પ્રખ્યાત લડાઇ આઠ વરસ સુધી ચાલી એમ આપણે જાણીએ છીએ, પણ તેનું મૂળ કયાંથી થયું તે શોધવું, તેમજ ટુંકામાં તેનો ઇતિહાસ આપવો એ ભારે મુશ્કેલીનું કામ છે; છતાં આ લડતમાં બનેલા ખાસ બનાવોની નોંધનો ટુંકો ઇતિહાસ આપવાનો અત્રે પ્રયાસ કરેલો છે.

### શરૂઆત.

સત્યાગ્રહની લડાઇની શરૂઆત કંઇ ૧૯૦૬ ની સાલથીજ નથી થઇ. એ હિલચાલનું મંડાણ તો ટ્રાંસવાલમાં ૧૮૮૫થી અને નાતાલમાં ૧૮૯૪ થી થયું હતું. ૧૮૮૫ નો નંબર (૩) નો કાયદો ટ્રાંસવાલમાં રહેતા હિંદીઓ ઉપર એક ભારે બોજા રૂપ હતો. જે હિંદીઓ દેશમાં વેપાર અર્થે દાખલ થયા હતા તેમણે તે કાયદા અનુસાર અમુક ફી આપી રજીસ્ટર થવાનું હતું. સ્વચ્છતા જાળવી રાખવાને નામે એશીઆવાસીઓને સારૂ ખાસ નોંખી કાઢી રાખેલી—જગ્યા—લોકેશન કાઢવામાં આવ્યાં હતાં. કાયદાની રૂએ આ બન્ને કલમોનો

મોટે ભાગે તો અમલ ન થઇ શકયો, પરંતુ તેથી બ્રિટીશ સરકાર સાથે મોટો ભેદ પડયો, અને તેનું પરિણામ એ આવ્યું કે લડાઇને વખતે ટ્રાંસવાલમાં રહેતો બ્રિટીશ હિંદી પ્રજાનાં જે જે દુઃખો હતાં તે બાબતમાં રાહત આપવામાં આવશે એવું વચન આપવામાં આવ્યું.

## રંગદ્વેષ.

ગોરા રહેવાશીઓને ખાતર ગીરમીટથી હિંદી મજુરોને નાતાલમાં લાવવામાં આવ્યા હતા અને તેને લીધે ત્યાં રંગ દ્વેષની ગંભીર લાગણી હિંદીઓ સામે જુદાજુદા રૂપમાં પ્રગટી નીકળી હતી; અને હિંદીઓને આવતા અટકાવવા કેવા પ્રકારના કાયદા ઘડવા એ મુખ્ય સવાલ થઇ પડયો. તે અરસામાં પ્રખ્યાત રાજદ્વારી પુરૂષ મી. ચેમ્બરલેઇનની કોશિષથી જાતિભેદવાળો કાયદો થતો તો અટકયો; પણ એક બીજો કાયદો ઘડવામાં આવ્યો જે ૯૭ ના નાતાલ એકટને નામે જાહેર થયો છે. આ કાયદા અનુસાર કેળવણીની પરીક્ષા લઇ નવા આવનારાઓને દાખલ કરવામાં આવતા હતા. તે કઈ જાતિનો માણસ છે તે જોવાનું નહીં. તે દિવસથી નાતાલમાં તો કોમી કાયદા ઘડવાનું બંધ રહ્યું. પરંતુ ટ્રાંસવાલમાં નવી તકલીફોનાં પ્રથમ ચિન્હો દેખાવા લાગ્યાં. ત્યાં આગળ કાયદામાં સમાનતાનો સિદ્ધાંત સ્વીકારવામાં ન આવ્યો. કારણ કે કલર્ડ લોકોની બાબતમાં જુદીજ જાતની રાજનીતિ ધારણ કરવામાં આવી હતી.

## બોઅર લડાઈ પછી.

બોઅર લડાઇ પછી સુલેહ થઇ ત્યારે આશા રાખવામાં આવી હતી કે બ્રિટીશ હિંદી પ્રજાના દુઃખોનો બોજો કમતી કરવામાં આવશે. પરંતુ ધિક્કારવા લાયક કાયદાની સામે વડી સરકાર લડાઇ અગાઉ જે મજબુત વાંધો લેતી હતી તેજ સરકાર તે કાયદાનો અમલ કરવા પ્રયત્ન કરતી હતી, તે જોઇ હિંદીઓ વધારે દુઃખી થયા હતા. એવીજ રાજનીતિનો પાછળથી લોર્ડ સેલબોર્ને પણ બચાવ કર્યો હતો. પીસ પ્રિઝવેંશન ઓર્ડીનન્સથી હિંદીઓના આવવા પર અંકુશ મૂકવામાં આવ્યો હતો. અને તે વખતમાં લડાઇ પહેલાંની અને પછીની સ્થિતિની સરખામણી નીચે પ્રમાણે આપવામાં આવી હતીઃ

### સરખામણી.

| (બોઅર અમલમાં) | (બ્રિટીશ અમલમાં) |
|---|---|
| નામ નોંધામણીના પા. ૩ આપવાની ફરજ પડતી ન હોતી. | જો નામ નોંધામણીના પા. ૩ કોઇ નહીં આપે તો પા. ૧૦ થી ૧૦૦ સુધીનો દંડ તથા ૧૪ દિવસથી ૬ માસની સજા થતી. |
| લાઇસેન્સ વગર ટ્રાંસવાલના કોઇ પણ ભાગમાં વેપાર થઇ શકતો. ઘણા | જે લોક પાસે લડાઈ પહેલાં લાઇસેન્સ હતાં તેઓજ આગલી જગાએ વેપાર કરી |

| | |
|---|---|
| દાખલા એવા બનતા કે ફક્ત લાઇસેન્સના પૈસા રજુ કરી વેપાર ચલાવતા; અને રક્ષણ બ્રિટીશ સરકારનું હતું. | શકે. નવું લાઇસેન્સ ફક્ત લોકેશન સારૂજ મળતું. |
| ટ્રાંસવાલના કોઇ પણ ભાગમાં વગર હરકતે રહી શકતા, અને ખાસ રજા મેળવવાની વાતજ નહોતી. | સરકાર પાસેથી ખાસ રજા મેળવી ન હોય તેનાથી ફક્ત લોકેશનમાંજ રહેવાય. લોકેશન હવેથી બજાર કહેવાયું. |
| મીલ્કત ખરીદી શકાતી, જો કે ગોરાને નામે. | એમ બની શકતું નહિ. |
| લોકેશનમાં ૯૯ વરસને પટે જમીન મળી શકતી. | એવી મળેલી જમીન લઇ લેવાનો ઠરાવ થયો અને હવે પછી લોકેશન ક્યાં કરશે અને જમીન લેવા દેશે કે નહિ એ કંઇ નક્કી ન હતું. |
| વગર હરકતે ટ્રાંસવાલમાં જવાતું. | આગળના ટ્રાંસવાલના રહીશ (રેફ્યુજી)ને પણ અરજી કર્યા છતાં ત્રણ મહીના લગી દાદ મળતી નહોતી, તો નવાની તો વાતજ શી ? |
| પાસ ને પરમીટની ધાંધલ કરનારૂં એશીઆટીક ખાતું ન હતું. | આ ખાતાથી બહુ મુશીબતો કોમને પડવા લાગી. |

| | |
|---|---|
| બ્રિટીશ એલચીઓ એવું રક્ષણ કરતા કે કોઇના હક ડુબે નહિ. | બ્રિટીશ અમલદારોએ જેને લાઇસેન્સ આપેલાં તેવાને પણ વરસની આખરે દુકાન બંધ કરી લોકેશનમાં જવાનું થયું, અને તેથી કોમને હજારો પાઉંડનું નુકસાન થતું હતું. |

## લોર્ડ મીલ્નરનાં રજીસ્ટર.

૧૮૮૫ના બીજા કાયદા મુજબ લોર્ડ મીલ્નરે ટ્રાંસવાલના દરેક હિંદીને ફરીથી રજીસ્ટર થવાનો આગ્રહ કર્યો. અને આખરે હિંદીઓના આગેવાનો સાથે એવી કબુલાત થઇ કે હિંદીઓ મરજીઆત રજીસ્ટર થાય. લોર્ડ મીલ્નરે ચોખ્ખી રીતે જણાવ્યું હતું કે આમ રજીસ્ટર થયા પછી ફરી રજીસ્ટર થવાનું નહિ રહે. અને જેઓને સર્ટીફીકેટ આપવામાં આવશે તેઓને ટ્રાંસવાલમાં જાથુક વસવાના અને મરજી પડે તેમ આવવા અને જવાના હકો મળશે.

ઉપલી સ્થિતિને લીધે તથા ૮૫ ના કાયદાના કરડા અમલને લીધે ટ્રાંસવાલના હિંદી ભાઇઓએ સુપ્રીમ કોર્ટમાં કેસ લડવા જવાનું ઠરાવ્યું. તેમાં જજોએ ઠરાવ આપ્યો કે હિંદીઓ તેમની મરજીમાં પડે ત્યાં વેપાર કરી શકે છે અને લોકેશનમાં ન રહેનારાઓને શિક્ષા થઇ શકતી નથી. આ નિર્ણયથી જે જે ગોરાઓ

હિંદીઓની વિરૂદ્ધ હતા તેમને એક ફટકા સમાન લાગ્યું. સુપ્રીમ કોર્ટના આ નિર્ણયને ફેરવવા તેઓએ કાયદો કરવા પણ પ્રયત્ન કર્યો. પરંતુ તે વેળાના કોલોનીઅલ સેક્રેટરી લોર્ડ લીટલટનના વચ્ચે પડવાથી તેમ થતું અટકયું. પણ લોકોમાં વાત ફેલાઇ કે હિંદીઓ ખોટી રીતે મોટા જથામાં ટ્રાંસવાલમાં ઘુસી જાય છે. બહાર પડેલા જુદીજુદી રીતે કરેલી ગણત્રીવાળા ખોટા આંકડાઓ ઉપરથી ગોરાઓની આ માન્યતા થઇ હતી, પણ જોહાન્સબર્ગ લોકેશનમાં પ્લેગ ફાટી નીકળ્યો હતો તેને લીધે હિંદીઓ આખા ટ્રાંસવાલમાં વીખરાઇ ગયા હતા તે ઉપરથી તો આ માન્યતામાં વધારો થયો. ત્યાર પછી આખા ટ્રાંસવાલમાં સભાઓ ભરી ઠરાવ કરવામાં આવ્યા કે હિંદીઓના આવવા સામે બારણાં બંધ કરવાં અને હિંદીઓને લોકેશનમાં રહેવાની તથા વેપાર પણ ત્યાંજ કરવાની ફરજ પાડવી. હિંદીઓએ પોતાનાં દુઃખોની બાબતમાં કમીશનથી અથવા તો કોઈ બીજી રીતે તપાસ કરવાની માગણીઓ ચાલૂ રાખી. પણ આવા કટાકટીના સમયમાં કોઈ પણ જાતની દાદ મળી નહિ અને છેવટે ૧૮૮૫ ના ત્રીજા કાયદામાં સુધારો કરવા ૧૯૦૬ નું ડ્રાફ્ટ ઓર્ડીનન્સ પસાર કરવામાં આવ્યું. તે કાયદા મુજબ આખી હિંદી કોમ—પુરૂષ સ્ત્રી અને છોકરાંઓ—ને ફરજીઆત ફરીથી રજીસ્ટર થવાનું હતું. સરકારના આ ઠરાવને ગોરાઓએ તો વધાવી લીધો. પણ હિંદી કોમને તે એક બોમ્બના ધડાકાની પેઠે ચમકાવનારો

થઇ પડયો, કેમકે લોર્ડ મીલ્નરની તરફથી અપાયેલાં વચન-ખાત્રી—ને હજુ પૂરાં પાંચ વરસ પણ વીત્યાં ન હતાં. પડોશનાં કોલોનીઓ તેમજ ત્યાંની ગોરી વસ્તી આ બધી હિલચાલ ઉપર ધ્યાનપૂર્વક નજર રાખતી હતી; કારણ કે ટ્રાંસવાલમાં જે રાજનીતિ ધારણ કરવામાં આવે તેવીજ રાજનીતિ તેઓ એટલે કે પડોશનાં કોલોનીઓ પોતાની એશીઆટીક વસ્તીને માટે ધારણ કરવા ધારતી હતી.

## છેવટના ઉપાય.

કોમની સામે વિપત્તિનું જે વાદળ ચઢી આવ્યું હતું તેથી ભય પામી હિંદીઓના આગેવાનોએ બની શકે તો તેને અટકાવવાનાં પગલાં લેવાની તુરતજ શરૂઆત કરી, અને સરકારના જવાબદાર અમલદાર સાથે તેમણે એ વિષે વાતચિત કરવાની તક મેળવી. પણ તે વાતચિતનું પરિણામ એટલુંજ આવ્યું કે તેમાંથી સ્ત્રીઓને મુક્ત કરી, છેવટના ઉપાય તરીકે લેજીસ્લેટીવ કાઉંસીલ આ ઓર્ડીનન્સ ઉપર વિચાર કરવાને બેઠી હતી તે સમયે હિંદીઓની એક મહાન સભા પોતાની લાગણી બતાવવાને મળી પરંતુ કાઉંસીલની અંદર તો અગાઉથી ગોઠવણ કરી મુકેલી હતી તે પ્રમાણે બધું કાર્ય બે કલાકમાં કરી દેવામાં આવ્યું બીજી બાજુ થીએટરમાં હિંદીઓની ગંજાવર સભા સરકારની આ રાજ-નીતિ સામે આવેશમાં સળગી ઉઠી હતી. આ રાજનીતિ લોર્ડ મીલ્નરે આપેલી ખાત્રીઓનો ભંગ કરતી હતી. હિંદી

પ્રજા ઉપર કોઇ પણ જાતની સાબીતી સિવાય અને કદિ ન સાંભળેલો દોષ મૂકવામાં આવતો હતો અને કોલોનીમાંથી તેમજ આખરે દક્ષિણ આફ્રિકામાંથી હિંદીઓનો જુસ્સો એવો અપુર્વ હતો કે જ્યારે

## તે પ્રખ્યાત ચોથો ઠરાવ

જોહાન્સબર્ગની સભામાં ત્રણ હજાર હિંદીઓની સમક્ષ મૂકવામાં આવ્યો કે આ કાયદો પસાર થાય તો જ્યાં સુધી તેને રદ કરવામાં ન આવે ત્યાં સુધી દરેક જણે તેને કબુલ ન રાખતાં જેલ જવું, ત્યારે એકમતે ત્રણ હજાર માણસો ઉભા થયા અને 'તે ઠરાવ અમારે કબુલ છે' એવા પોકારો પાડયા. ત્યાર બાદ આ ઝઘડો ન થાય તો સારૂં એવા હેતુથી વિલાયત ડેપ્યુટેશન મોકલવાની ગોઠવણ કરવામાં આવી. વડી સરકાર સાથે મસલત કરવા અને વિલાયતમાં જાહેર મત કેળવવા ડેપ્યુટેશન ત્યાં પહોંચ્યું. તેમની કોશીશનું પરિણામ એ આવ્યું કે ઓર્ડીનન્સ પર બાદશાહની સહી થવાનું મુલતવી રહ્યું. તેમજ "સાઉથઆફ્રિકા બ્રિટીશ ઇંડીઅન કમીટી" સ્થાપવામાં આવી સર મન્ચેરજી ભાવનગરીને તેના એકઝીક્યુટીવ ચેરમેન અને લોર્ડ એમ્પથીલને પ્રેસીડંટ તરીકે નીમવામાં આવ્યા હતા. આ કાયદાને મુલતવી રાખવામાં આવ્યો, પણ તે થોડા સમય માટે હતું; કારણ કે આ પગલું સ્વરાજ્ય ભોગવતા બ્રિટીશ કોલોનીમાં હાથ નાંખવા જેવું ગણાતું હતું. યુરોપીઅન વસ્તીએ એ

ઓર્ડીનન્સને કાયદાનું રૂપ આપવા ગુસ્સાપૂર્વક માંગણી કરી તેથી. ટ્રાંસવાલની નવી પાર્લામેંટનું પહેલું કામ એ થયું કે આ ઓર્ડીનન્સને સર્વાનુમતે પાર્લામેંટમાં પસાર કરી દીધું. હિંદીઓના મન અને વિરૂદ્ધતાની લેશ પણ દરકાર કરવામાં ન આવી અને તેઓની લાગણીને ધ્યાનમાં લેવાની કોઇએ જરૂર પણ ન જોઇ.

## લડત શરૂ થઈ.

હવે લડત ચાલુ કર્યા વગર છુટકોજ ન હતો. પણ હજુ લડત ન લેવી પડે તો ઠીક એવા હેતુથી હિંદી આગેવાનોએ પાર્લામેંટને વિનતિ કરી કે બીલનું કાર્ય આગળ ન ચલાવો તો સારૂં. અમે મરજીઆત ફરીથી રજીસ્ટર થઈશું. આ માગણી ઉપર પણ બીલકુલ ધ્યાન દેવાયું નહિ અને છેવટે હિંદીઓને આ લડત શરૂ કરવાનો દિવસ આવી ઉભો.

## નવો કાયદો નિષ્ફળ ગયો.

૧૯૦૭ના જુલાઇ માસમાં નવા કાયદાનો અમલ શરૂ થયો. અને લોકોએ કાયદેસર રજીસ્ટર થવું જોઇએ, એવી ખબરો બહાર પડી. રજીસ્ટર કરવા સારૂ સરકારી અમલદારો ટ્રાંસવાલમાં એક શહેરથી બીજે શહેર મુસાફરી કરવા લાગ્યા પણ રજીસ્ટર કરવાના તેના પ્રયત્નો નિષ્ફળ ગયા અને સરકારે રજીસ્ટર થવાની મુદત પુરી થઇ હતી તેમાં બીજો વધારો કર્યો; અને કાયદાને શરણે થવાની એ છેલ્લી તક આપી છે એમ જાહેર કર્યું. પરંતુ ૯૫ ટકા હિંદીઓ પોતે

લીધેલા સોગનને વળગી રહ્યા. દરમીઆન આ મુશ્કેલીનો કોઇ રસ્તે પણ નીકાલ આવે એવા હેતુથી ફરી પાછો કોઇ માર્ગ શોધવાની તજવીજ કરી અને ત્રણ હજાર હિંદીઓની સહીથી એક જંગી અરજી સરકારને પહોંચાડવામાં આવી. તેમાં જણાવવામાં આવ્યું હતું કે હિંદી કોમને અત્યંત દુઃખો સહન કરવા પડશે અને તે ન કરવું પડે એટલા ખાતર પણ કાયદાને મુલતવી રાખવામાં આવે તો હજુ મરજીઆત રજીસ્ટર થઇએ. આ અરજીને પણ ટોપલીમાં ફેંકી દેવામાં આવી. અને વરસની આખરીએ કેટલાક આગેવાનોને પકડવામાં આવ્યા. દેશ છોડી ચાલ્યા જવાનો હુકમ કરવામાં આવ્યો અને તેમ નહિ કરનારને જુદીજુદી મુદત સુધી કેદખાનામાં પૂરવામાં આવ્યા. દરેક જાતિના સેંકડો હિંદીઓને જેલમાં વારંવાર પૂર્યા કીધા. આમ કેટલીક મુદત સુધી ચાલ્યું.

## સમાધાની.

કોમને છુંદી નાંખવાનો પ્રયત્ન તદન નિષ્ફળ ગયેલો જોઈ સરકારે મી. આલ્બર્ટ કાર્ટરાઈટ–'ટ્રાંસવાલ લીડર' પત્રના અધિપતિ–મારફત સલાહ કરવાની વાત ઉપાડી. તેનું પરિણામ એ આવ્યું કે,–(એજ સમયે મુંબઇમાં નામદાર આગાખાનના પ્રમુખપણા નીચે ગંજાવર સભા મળી હતી.)–એક કરારનામા ઉપર સહી કરવામાં આવી કે જેની રૂએ સત્યાગ્રહની લડત મુલતવી રાખવામાં આવે અને ત્રણ

માસની મુદતની અંદર મરજીઆત રજીસ્ટર થવાનું હિંદી કોમ માથે લે અને તેટલા સમયમાં કાયદાનો અમલ ન કરવામાં આવે. રજીસ્ટર થવાનું કામ જો સંપૂર્ણ રીતે પાર પડી જાય તો તિરસ્કારને પાત્ર થઈ પડેલો કાયદો રદ કરવામાં આવે એવું કોલકરારનાં કાગળીઆં પર સહી કરનારાઓ ચોખ્ખું સમજ્યા હતા. દરમીઆન એક ઇમીગ્રેશન કાયદો પસાર કરવામાં આવ્યો.

## જાતિભેદવાળો કાયદો.

નવો થએલો ઇમીગ્રેશન કાયદો અને એશીઆટીક લૉ એમેંડમેંટ કાયદો આ બન્નેના ભેળા અમલથી એવી સ્થિતિ આવી પડી હતી કે ગમે તેવો ઉંચી કેળવણી પામેલો હિંદી પણ ટ્રાંસવાલમાં કાયદેસર દાખલ ન થઈ શકે અને મી. ચેમ્બરલેઇને જાતિભેદવાળા કાયદા ન ઘડવાની રાજનીતિનું જે રક્ષણ કર્યું હતું તેનો આ પ્રમાણે કલમના એક ચેરાથી નાશ કરવામાં આવ્યો. કોમને તેમ છતાં ખબર હતી કે જો કાયદો રદ કરવામાં આવે તો જે જાતિભેદ છે તે તરત દૂર થાય અને તે કેમ દૂર કરાવવો તેને માટે સર્વ પ્રયત્નો થવા લાગ્યા. પ્રથમ મરજીઆત રજીસ્ટર થવાનું કામ ફરીથી શરૂ કર્યું. પણ શરૂઆત થઈ કે તુરતજ ગાંધીજીને કેટલાક હિંદી ભાઇઓ તરફથી સખત માર પડ્યો. થોડા સમય સુધી તો સ્થિતિ બધી ગુંચવાડા ભરેલી લાગી. પરંતુ કોમને ખાસ વિનતિ કરવામાં આવી;

વળી કાયદો રદ થવાનો છે એવું વચન આપવામાં આવેલું તેથી, અને ગયેલો વિશ્વાસ પાછો આવવાથી મરજીઆત રજીસ્ટર થવાનું કામ ફરીથી શરૂ થયું. અને મે માસની અધવચમાં તે પૂરૂં થઇ ગયું. લૉર્ડ સેલબોર્ને પોતે આ બાબતનો સંતોષ જાહેર કર્યો.

## બીજી વખતની લડત શરૂ થઇ

મરજીઆત રજીસ્ટરનું કામ પૂરૂં થઇ રહ્યા બાદ સલાહના કોલકરાર પાળવાનું સરકારને કહેવામાં આવ્યું. પરંતુ કાયદો રદ કરવાનું વચન આપવામાં આવ્યું છે એ સાચી વાત નથી એમ જણાવવામાં આવ્યું. આ ખબર મળ્યા કે તુરતજ વળી હિંદી કોમમાં મોટો ખળભળાટ થઇ રહ્યો. સરકારે જણાવ્યું કે અમુક હિંદીઓને બાધિત ગણવા દેવામાં આવે અને ઇમીગ્રેશન કાયદામાં જાતિભેદ રહેવા દેવામાં આવે તો તે કાયદો રદ કરવા તૈયાર છે. કુદરતી રીતેજ, આના જવાબમાં હિંદીઓએ ચોખ્ખી ના પાડી દીધી અને સત્યાગ્રહની લડત ફરીથી શરૂ કરવા હિંદી પ્રજા તૈયાર થઇ ગઇ. ઇમીગ્રેશન કાયદા મુજબ મી. સોરાબજી શાપુરજી અડાજણીઆ, નાતાલના એક કેળવાયલા પારસીને એક માસ કેદખાનામાં પૂરવામાં આવ્યા અને એ પ્રમાણે જાતિભેદની સામે વિરૂદ્ધતા દર્શાવવામાં આવી.

## નાતાલથી મદદ

આ વખતે નાતાલના આગેવાનો ટ્રાંસવાલમાં પોતાના

દેશી બંધુઓની સાથે લડાઇમાં જોડાવા દાખલ થયા. તે લોકોને બાધિત તરીકે પકડવામાં આવ્યા અને તેઓને દેશ છોડી ચાલ્યા જવાનો હુકમ કરવામાં આવ્યો. જોહાન્સબર્ગમાં એક ગંજાવર સભા મળી હતી; અને સમાધાની પછી જે મરજીઆત રજીસ્ટરો લેવામાં આવ્યાં હતાં તેમાંનાં સેંકડો રજીસ્ટરો હજારો માણસ સન્મુખ આ સભામાં બાળી નાખવામાં આવ્યાં, અને એમ કરી જે માણસને પકડવા હોય તેને પકડો એવી સરકાર સામે હોડ કરી. આ સ્થિતિ જોઇ સરકાર ચમકી ગઇ અને સરકારના આગેવાન સભાસદોની એક કોન્ફરન્સ પ્રીટોરીઆમાં મળી. તેમાં હિંદી તથા ચીનાઓના આગેવાનોને બોલાવવામાં આવ્યા અને મી. આલ્બર્ટ કાર્ટરાઇટ મધ્યસ્થ તરીકે રહ્યા પણ તે કોન્ફરન્સથી કંઇ દહાડો વળ્યો નહિ; કેમકે સરકારે જો કે અગાઉની સ્થિતિમાં થોડો સુધારો કરવાનું જણાવ્યું, પણ ખુની કાયદો રદ કરવાની અથવા તો ઇમીગ્રેશન કાયદામાંથી જાતિભેદ દૂર કરવાની ચોખ્ખી ના પાડી. આ વખતે એક સુધારેલો કાયદો પાર્લામેંટમાં પાસ કરવામાં આવ્યો. કેટલીક બાબતમાં હિંદીઓની સ્થિતિ તેમાં ઠીક રહેતી હતી, પણ મુખ્ય રીતે તે પણ અસંતોષકારક હતો. સત્યાગ્રહીઓએ તે કબુલ ન રાખ્યો અને લડાઇ ફરીથી જોસમાં શરૂ થઇ.

## હિંદુસ્તાનમાં દેશપાર થયા

આ નવા કાયદાથી હિંદીઓને દેશપાર કરવા સરકારને

સત્તા મળી. પ્રથમ સત્યાગ્રહીઓને દ. આફ્રીકામાંજ દેશપાર કરવામાં આવતા હતા. આ બીજી લડત સમયે બનેલા કેટલાક ખાસ બનાવો ટુંકમાં નીચે મુજબ છે: ટ્રાંસવાલની સરકારે *ડેલાગોઆબેની પોર્ટુગીઝ સરકાર સાથે હિંદીઓને હિંદમાં દેશપાર કરવાનો બંદોબસ્ત કર્યો હતો અને સેંકડો જુના રહીશોને ડેલાગોઆબેને રસ્તે થઈ દેશપાર કરવામાં આવ્યા હતા. તેમજ હકદાર રહેનારાઓ ડેલાગોઆબે થઈને ટ્રાંસવાલમાં આવી શકતા હતા તે રીતને પોર્ટુગીઝ સરકારે અટકાવી હતી. કેટલાક ટેસ્ટ કેસો સુપ્રિમ કોર્ટમાં લાવવામાં આવ્યા હતા, તેમાંથી કેટલાકમાં જીત મળી હતી અને કેટલાકમાં હાર થઈ હતી. કાયદાને શરણે ન થવા ખાતર અને પોતાનું માન તેમ સોગંદ પાળવા ખાતર મી. એ. એમ. કાછલીઆને નાદાર થવું પડયું હતું, હજારો હિંદીઓને વારા ફરતી પકડી પકડીને જેલમાં પૂરવામાં આવતા હતા, હિંદુસ્તાનની પ્રજાને અરજો ગુજારવામાં આવી હતી અને ત્યાં આવી અંધેર ભરેલી રાજનીતિ સામે વિરૂદ્ધતા બતાવવા ઠેકાણે ઠેકાણે મહાન સભાઓ ભરવામાં આવી હતી. નાતાલે પૈસાની ઘણી મદદ કરી હતી. દ. આફ્રિકાના હિંદીઓમાં દરેક જગ્યાએ મહાન જુસ્સો પ્રગટી નીકળ્યો હતો. લંડનમાં લોર્ડ એમ્પથીલની કમીટીનો મહાન પ્રયાસ ચાલૂ હતો. લડાઈ વિષે વિલાયતના છાપાંઓમાં

---

* આફ્રિકામાં આવેલા એક અખાતનું નામ છે.

લખાણો આવ્યાં કરતાં હતાં અને ટ્રાંસવાલના છાપાંઓમાં સામસામી જબરજસ્ત ચર્ચા ચાલી રહી હતી આ વખતે ટ્રાંસવાલના ગોરાઓએ અમૂલ્ય મદદ આપી હતી અને પાછળથી

## ગોરાઓની કમીટી સ્થપાઇ

તેના પ્રમુખ મી. વિલિઅમ હોસ્કેન નીમાયા હતા. તે કમીટીએ લંડન 'ટાઇમ્સ' પત્રના ઉપર જાહેર પત્ર લખ્યો હતો. વળી તેજ અરસામાં રોડેશીઆમાં તેમજ નાતાલમાં હિંદીઓ વિરૂદ્ધ કાયદાઓ ઘડાયા; પણ તેની સામે સખત પોકારો થવાથી તેમજ ટ્રાંસવાલની સત્યાગ્રહની લડાઇનો કડવો અનુભવ હજી સરકારને મળતોજ હોવાથી તે બંને કાયદાને વડી સરકારની મંજુરી ન મળી. ખૂની કાયદા સામે વિરૂદ્ધતા બતાવવા તથા અપાયેલાં વચન પળાવવા જોહાન્સબર્ગમાં તેમજ દ. આફ્રીકાના એકથી બીજા છેડા સુધીમાં દરેક જગ્યાએ હિંદીઓની ગંજાવર સભાઓ મળ્યા કરતી હતી.

## હિંદી સ્રીઓ.

હિંદી સ્રીઓને પણ આ સમયે મહાન ધીરજ બતાવવાની હતી. તેઓની પણ આ કઠણ સમયમાં કસોટી થઇ અને તેમાં તેઓ ઝળકી નીકળી. પોતાના ઘરબારનું શું થશે તથા તેઓનું ભરણ પોષણ કોણ કરશે તેનો તેઓએ વિચાર સુદ્ધાં ન કર્યો. એટલુંજ નહિ, પરંતુ પોતાના

પતિને ઉલટી લડાઇમાં ઉત્સાહિત કરવા લાગી. કેટલીક સ્ત્રીઓએ પોતાના પતિની દુકાન સાચવવાની પણ જવાબદારી ઉઠાવી હતી. બીજી તરફથી સત્યાગ્રહીઓને જેલમાં અમલદારોએ દુઃખ આપવામાં કચાશ રાખી નહતી. તેમનો જુસ્સો તોડી પાડવાને જેમ જેમ અમલદારોએ કડક વર્તણુંક બતાવી અને 'ડીપક્લુફ' જેવી મહાન સખત જેલનો કડવો અનુભવ શિયાળાની કડકડતી અને અસહ્ય ઠંડીમાં દેવા લાગ્યા, તેમ તેમ તેઓનો જુસ્સો વધવા લાગ્યો. તેમાંથી તેઓ શુદ્ધ કંચનની પેઠે તવાઇ વધારે ચળકવા લાગ્યા; અને તેમાં પણ તામીલોએ તો હદ કરી. લડત જેમ જેમ એક એક પગથીયું ચઢતી ગઇ તેમ તેમ તેનું સ્વરૂપ વધારે ગંભીર થતું ગયું, લોકો વધારે ચોકખી રીતે સમજવા લાગ્યા કે આ ખરૂં ધાર્મિક યુદ્ધ છે. લોકોમાં હિંમત વધતી ગઇ અને છેવટે ફતેહ તો છેજ એવી માન્યતા દ્દઢ થવા લાગી. આ સર્વ બનાવોથી સત્યાગ્રહની લડાઇની કીર્તિ ઝળકી ઉઠી અને તેનો મહિમા દેશ-પરદેશમાં ગવાવા લાગ્યો.

## હિંદુસ્તાન અને ઇંગ્લાંડનાં ડેપ્યુટેશન.

૧૯૦૯ ની અધવચમાં આ હિલચાલને એક નવીન જીવન મળ્યું. તે વેળા બે પ્રતિનિધિ મંડળો, એક હિંદુસ્તાન અને એક વિલાયત મોકલવા તૈયાર કરવામાં આવ્યાં. આ મંડળના પ્રતિનિધિઓ ઉપડી જવાની તૈયારીમાં હતા

તેજ સમયે સરકારે તેમને પકડયા અને જેલમાં પૂર્યા. આમ છેવટની ઘડીએ તેઓને પકડવાનો સરકારનો હેતુ એજ હતો કે હિંદુસ્તાન અને ઇંગ્લાંડમાં કોલોનીઓના રાજ્યકારભાર સામે પોકાર થતો અટકે. પરંતુ લોકોએ તો પ્રતિનિધિ મંડળોને મોકલવાનોજ ઠરાવ કર્યો હતો અને તે પ્રમાણે બંને જગ્યાએ તે ગયાં. ઇંગ્લાંડમાં આ સવાલ ઉપર તે વેળા બરાબર ધ્યાન અપાતું હતું. યુનીઅન ડ્રાફ્ટ એક્ટના કાયદા બાબત ટ્રાંસવાલના પ્રધાનો જ્યારે ત્યાં આગળ હતા ત્યારે આ સવાલનો ફડચો આણવા વડી સરકાર તરફથી પ્રયત્ન કરવામાં આવ્યો હતો. પરંતુ જનરલ સ્મટસે દુરાગ્રહ ધારણ કર્યો હતો. તેણે કાયદામાંથી જાતિભેદ દૂર કરી એક સામાન્ય કાયદો કરવાની નાજ પાડી. આથી પ્રતિનિધિ મંડળ વિલાયતથી પાછું આવ્યું. તેણે આ સવાલને જાગ્રત રાખવા, તથા લડતને પૈસાની મદદ કરવા ત્યાં કેટલાક ઉત્સાહી કામ કરનારાઓને એકઠા કર્યા. તેમણે ત્યાં સરસ કામ બજાવ્યું.

## હિંદુસ્તાનની મદદ

નીગાપનની જેલમાંથી છૂટયા પછી તેનું કરૂણા ઉપજાવે એવું મરણ થયું ત્યાર બાદ પ્રતિનિધિ મંડળ જુદીજ સ્થિતિમાં હિંદુસ્તાન ગયું. તે મંડળમાં મી. પોલાક હવે એકલાજ રહ્યા હતા. તેમણે મી. ગોખલેની મદદ લીધી, સર્વન્ટસ ઓફ ઇન્ડીઆ સોસાઇટીએ દેશમાં દરેક ઠેકાણે

સભાઓ બોલાવવાની ગોઠવણ કરી અને મુંબઇથી રંગુન તેમજ મદ્રાસથી લાહોર સુધીમાં ઘણી જગ્યાએ સભાઓ મળી. હિંદી પ્રજામાં મહાન ઉત્સાહ પ્રગટી નીકળ્યો હતો અને દ. આફ્રિકાના દુઃખ સહન કરતા સ્વદેશી બંધુઓ માટે સ્વદેશાભિમાન ભરેલી મગરૂરી જાગ્રત થઇ હતી, અને ઉદાર નરરત્ન તાતાનો દાખલો લઇ પૈસા એકઠા કરવામાં આવ્યા હતા. લડતને ચાલૂ રાખવા અને તેને મજબુત બનાવવા પા. દશ હજાર જેટલો ફાળો થયો હતો; અને તેમાં રાજા રજવાડાએ પણ ઉદાર રીતે પૈસા ભર્યા હતા. હિંદની પ્રજાએ વડી સરકારને વચ્ચે પડવા માંગણી કરી. કલકત્તાની ઇમ્પીરીઅલ કાઉંસીલમાં મી ગોખલેએ નાતાલમાં મોકલવામાં આવતી ગીરમીટીઆ મજુરી બંધ કરવાનો ઠરાવ મૂકયો. સરકારે આ ઠરાવ કબુલ રાખ્યો. જ્યારે તેર માસ સુધી આ પ્રમાણે હિલચાલ ચાલૂ રહી અને લોકોને આ સવાલનું બરાબર જ્ઞાન થયું ત્યારે વિલાયતની સરકારનું કંઇક ધ્યાન આ સવાલ તરફ ખેંચાયું. સત્યાગ્રહીઓને હિંદુસ્તાન દેશપાર કરવામાં આવતા હતા તે સામે સખત ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા. અને હિંદુસ્તાનની સરકારના આગ્રહથી વડી સરકાર આખરે વચ્ચે પડી અને દેશપાર કરવાનું આખરે બંધ રાખવામાં આવ્યું. દેશપાર થયેલાઓ દ. આફ્રિકા પાછા આવ્યા. પરંતુ તેમાંના એક, નારાયણસ્વામીનું ડેલાગોઆબેમાં મૃત્યુ થયું. તેને કોઇ

પણ જગ્યાએ બ્રિટીશ પ્રાંતમાં ઉતરવા દેવાની ગેરકાયદેસર ના પાડવામાં આવી હતી.

## દક્ષિણ આફ્રીકાનું યુનીઅન

ત્યાર બાદ ચારે કોલોનીઓ એકત્ર થયાં; અને તેને દક્ષિણ આફ્રિકાનું યુનીઅન એવું નામ અપાયું. વડી સરકારને ખાત્રી થઈ હતી કે હિંદીઓની માંગણી ન્યાયપૂર્વકની છે. એટલે આ નવી સ્થિતિનો લાભ લઈ વડી સરકારે યુનીઅન સરકારને ૧૯૧૦ ના અકટોબરમાં નીચે મુજબ રજુઆતો કરી. તેમાં ૧૯૦૭ નો ખુની કાયદો રદ કરવાની સખત ભલામણ કરી હતી. કાયદામાંથી જાતિભેદ દૂર કરવો અને કેળવાએલા અમુક હિંદીઓને દર વરસે કોમની જરૂરીઆતને માટે દાખલ થવા દેવા. તેમાં એમ પણ દર્શાવવામાં આવ્યું હતું કે આ સવાલનો નીવેડો લાવતાં બીજા પ્રાંતના હિંદીઓના હકને નુકશાન લાગવું ન જોઇએ. યુનીઅનના પ્રધાનો આ બાબત સાથે મળતા થયા અને આખરે ૧૯૧૧ માં

## ઇમીગ્રેશન બીલ

'યુનીઅન ગેઝેટ'માં બહાર પડયું. લાંબી મુદત સુધી જે લડત ચાલી હતી તેનું સમાધાન કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો; પણ આ નવા કાયદાથી એ હેતુ ખુલ્લી રીતે પાર ન પડયો. છોકરાઓના હક સાચવવાની કલમ રહેવા દઈ ખુની કાયદો રદ કરવામાં આવ્યો; પરંતુ નવા

કાયદામાં જાતિભેદ દૂર કરવામાં ન આવ્યો. એટલુંજ નહિ, પણ યુનીઅન બીલ થવાથી જાતિભેદ ઉલટો વધ્યો. ટ્રાંસવાલના હિંદીઓના હક ખુંચવાઇ જતા હતા; તેમજ બીજા પ્રાંતોના હકો પણ ખુંચવી લેવામાં આવ્યા. આ સામે હિંદીઓએ એકત્ર થઇ પોકારો ઉઠાવ્યા. સરકાર સાથે ફરીથી લખાણો શરૂ થયાં અને આગેવાનોએ એવી સૂચના કરી કે માત્ર ટ્રાંસવાલનેજ લાગૂ પડે એવું બીલ ઘડવુ. પણ એ સૂચના સ્વીકારવામાં ન આવી. આખરે એ બીલ પાર્લામેંટમાં પાસ ન થઇ શક્યું. અને પ્રોવીઝનલ સેટલમેંટની ગોઠવણ થઇ તે મુજબ લડતને મુલતવી રાખવાનું ઠર્યું અને સરકારે ૧૯૧૨ ની પાર્લામેંટમાં બીજું બીલ દાખલ કરવાનું વચન આપ્યું. આ વચન પ્રમાણે ૧૯૧૨ માં એક બીલ દાખલ કરવામાં આવ્યું. તેની સ્થિતિ પણ આગલા વર્ષના બીલ જેવીજ થઇ. અને પ્રોવીઝનલ સેટલમેંટની મુદત એક વર્ષની વધારી લડતને ફરી મુલતવી રાખવામાં આવી.

## દક્ષિણ આફ્રિકામાં મી. ગોખલે.

આ વખતે માનવંતા મી. ગોખલે આ દેશમાં હિંદીઓનાં દુઃખો પોતાની નજરે જોવા આવ્યા તેમની યાદગાર મુલાકાત હજી* આપણા સર્વના મગજમાં તાજીજ છે. યુનીઅન સરકાર સાથે હિંદી સવાલ ઉપર તેમણે મસલત ચલાવી. તેમની

*આ લખાણ ઈ. સ ૧૯૧૪માં આફ્રિકામાં લખાયું હતું.

રાજદ્વારી બુદ્ધિ, ચાતુરી અને મધ્યમતા માટે સામો પક્ષ પણ તેમનાં વખાણ કરતો હતો. આ મુલાકાત વખતેજ યુનીઅન સરકારે પા. ૩ નો કર રદ કરવાનું તેમને વચન આપ્યું હતું અને તે સમાચાર તેમણે જાહેર રીતે પોતાના સ્વદેશી બંધુઓને પણ જણાવ્યા કે હિંદી સરકારે ગીરમીટ હવે બંધ કરી છે અને—

## ત્રણ પાઉંડનો કર

રદ કરવાનું યુનીઅને વચન આપ્યું છે. ૧૯૧૩ માં પાર્લામેંટમાં દાખલ કરવા એક બીલ બહાર પાડવામાં આવ્યું. આ બીલથી પણ હિંદી આગેવાનોને સંતોષ થયો નહતો. કાયદામાં રંગભેદ રહી જતો હતો. તેમજ જસ્ટીસ સર્લના ચુકાદાની બધાં હિંદી લગ્નો ગેરકાયદે ઠરતાં હતાં. સરકારને દર્શાવવામાં આવ્યું કે જો તે શાંતિજ ઈચ્છતી હોય તો કાયદામાંથી જાતિભેદ દૂર કરવો જોઇએ, અને એક-ઓરતી (એક પુરૂષનું એકી વખતે એકજ સ્ત્રી સાથે થયેલું) હિંદી લગ્ન કાયદેસર ઠરાવવું જોઇએ. આ પ્રમાણે બીલ પાસ કરવામાં આવે તોપણ જ્યાં સુધી પાઉંડ ૩ નો કર રદ ન કરવામાં આવે ત્યાં સુધી સત્યાગ્રહીઓને સંતોષ થાય એમ નહતું. લડાઈ ફરીથી શરૂ ન કરવી પડે તેટલા ખાતર હિંદી આગેવાનોએ સરકારની સાથે ફરી પાછાં લખાણો શરૂ કર્યાં. અને બીજા વર્ષની પાર્લામેંટમાં હિંદીને સંતોષ થાય એવું બીલ દાખલ કરવાની માંગણી સરકાર

પાસે કરવામાં આવી. આ સમયે જોહાન્સબર્ગમાં ગોરાઓએ હડતાલ પાડી હતી. મી. ગાંધીએ તેવે સમયે હિંદી સવાલની બાબતમાં સરકારને તકલીફ આપવાનું મોકુફ રાખ્યું. દરમીઆન એક પ્રતિનિધિ મંડળ વિલાયત મોકલવામાં આવ્યું. તેણે હિંદીઓની સર્વ વાજબી માંગણીઓની બ્રિટીશ પ્રજા આગળ રજુઆત કરી. આ પ્રતિનિધિ મંડળ ખાસ મી. ગોખલેની માગણીથી ત્યાં ગયું હતું. મી. ગોખલે તે વખતે વિલાયતમાં હતા. ત્યાં કરેલી બધી મહેનતો પણ ફોકટ ગઇ યુનીઅન સરકારે પોતાનો દુરાગ્રહ છોડયો નહિ, એટલે સરકારને—

## છેલ્લી ચેતવણી

મોકલી દેવામાં આવી કે જો (૧) એક–ઓરતી હિંદી લગ્નોને કાયદેસર ન ઠરાવવામાં આવે, (૨) ફ્રીસ્ટેટ સંબંધી કાયદામાંથી જાતિભેદ દૂર ન કરવામાં આવે, (૩) દ. આફ્રિકામાં જન્મેલા હિંદીઓના કેપમાં દાખલ થવાના હકો જાળવવામાં ન આવે, (૪) પા. ૩ નો કર રદ કરવામાં ન આવે, અને (૫) કાયદાઓનો અમલ નરમાશથી અને ન્યાયથી કરવામાં ન આવે, તો સત્યાગ્રહની લડત તરતજ શરૂ કરવામાં આવશે. આ ચેતવણીની દરકાર કરવામાં આવી નહિ અને લડત અગાઉના કરતાં બહોળા વિસ્તારથી ફરીથી ૧૯૧૩ ના સપ્ટેમ્બરમાં શરૂ થઇ.

## છેલ્લી લડત

આ ત્રીજી અને છેલ્લી લડતમાં બનેલા બનાવો હજી

લોકોના મનમાં તાજાજ છે એટલે તેની સંપુર્ણ વિગત અત્રે બતાવવાની જરૂર નથી, તો પણ થોડી હકીકત અત્રે જણાવવી જોઇએ. સરકારની ઉશ્કેરણીથી સુપ્રીમ કોર્ટે જે ચુકાદો લગ્નના સંબંધમાં આપ્યો હતો તેથી હિંદી સ્ત્રીઓમાં ભારેજ ખળભળાટ થયો અને તેઓ પણ લડતમાં સામેલ થવા તૈયાર થઇ. બીજી તરફથી નાતાલમાં બધી જગ્યાએથી ગીરમીટીઆ ઉઠયા, અને તેમણે મહાન હડતાલ પાડી. તેઓ હજારોની સંખ્યામાં ટ્રાંસવાલ જવા ઉપડયા. તેમને પકડી ખાણોમાં પાછા કામે મોકલવાને સખત અને ગેરકાયદેસર પગલાં લેવાયાં; ખાણોને જેલ તરીકે જાહેર કરવામાં આવી, ને આ ગરીબડા મજુરોને છુંદી મારવાને ત્રાસદાયક બનાવો બનવા લાગ્યા. મુખ્ય આગેવાનોને પકડી પકડી જેલમાં પૂર્યા સેંકડો અને પાછળથી હજારો હિંદીઓ જેલમાં પૂરાયા. આ વખતની.

## જેલોનો વૃતાંત

એટલો મોટો છે કે તે ઇતિહાસનાં કેટલાંએક પ્રકરણ રોકે એમ છે. જબરદસ્તીથી કઢાવાએલા શીતળા, ઘીને માટે લેવાએલી લડત, ડર્બન જેલમાં ઉપરાઉપરી થએલા અપવાસો અને મહુંમ હરબતસિંહનું જેલમાં થએલું મરણ આ બધા બનાવોથી આજથી બાર માસ ઉપરના યાદગાર દિવસો, મિશ્રિત લાગણીઓ સાથે સત્યાગ્રહીની નજર આગળ ખડા થાય છે. નાતાલની બધી જેલો તો એટલી ખીચોખીચ

ભરાઇ ગઇ કે મારીટ્સબર્ગ ખાતેની જેલની અંદરના દેવળનો તથા ડર્બન ખાતે વિશાળ ( શો–ગ્રાઉંડ એટલે કે ) મેળાની જગ્યાનો ઉપયોગ સેંકડો સત્યાગ્રહી કેદીઓને બંધ રાખવા માટે કરવો પડયો. જેઓ જેલની બહાર હતા તેઓએ ડર્બન જોહાન્સબર્ગ, મારીટ્સબર્ગ અને યુનીઅનના બીજા અનેક ભાગોમાં અસંખ્ય સભાઓ ભરી, અને બીજી ઘણી રીતે મદદ કરી હતી.

## હિંદુસ્તાન ગાજ્યું.

લડત વખતે હિંદુસ્થાનમાં તો હદ વળી. તે મહાન દેશભકત નર ગોખલેએ ઘણું દુઃખ પોતાનું કરી લીધું. પાટનગરો મુંબઇ, કલકતા અને મદ્રાસમાં તેમજ ગામેગામ સભાઓ મળી. ચકલે ચકલે સત્યાગ્રહની વાતો ચાલી. છાપાંઓ આપણી લડતના હેવાલથી ભરાયા. મોટાં ઉઘરાણાં શરૂ થયાં. અને તેમાં તવંગર અને ગરીબ, પુરૂષ સ્ત્રી અને છોકરાઓએ પૈસા ભર્યા. હરદ્વાર ગુરૂકુળ આદી નિશાળના નિશાળીઆઓએ વ્રત ને મજુરી કરી પૈસા બચાવ્યા ને તે સત્યાગ્રહીઓની મદદના ફાળામાં મોકલ્યા. અંતમાં મદ્રાસ ખાતેના ભાષણમાં હિંદી વાઇસરોય લોર્ડ હાર્ડીંજે જયારે હિંદી પ્રજાની જાહેર લાગણી દર્શાવી ત્યારે લોકોના મન કાંઇક શાંત થયા અને દાદ મળશે એવો થોડો વિશ્વાસ પણ આવ્યો. બીજી તરફથી વિલાયતમાં લોર્ડ એમ્પથીલ અને તેની કમીટી તેવોજ પ્રચાર કરી રહી હતી. હિંદી વાઇસરોયે—

ફરી અને છેવટે સ્થિતિ એવી થઇ કે વડી સરકારને વચ્ચે પડવું પડયું. કમીશન તો નીમાયું પણ તેથી દાદ મળે એવી બહુ આશા રાખી શકાય તેમ નહતું; કેમકે તેમાંના ત્રણમાંથી બે ગ્રહસ્થો હિંદી વિરૂદ્ધની લાગણી બતાવનારા હતા એવું હિંદીઓએ અગાઉના અનુભવે જોયેલું હતું. આ વખતેજ સરકારે હિંદી આગેવાનોને જેલની મુદત પૂરી થયા પહેલાં છોડી મૂક્યા. તેમણે પણ કમીશન કબુલ ન રાખી શકાય એવું છે તેમ સલાહ આપી. અને સંતોષકારક દાદ ન મળે તો ૧૯૧૪ ના નવા વર્ષની પ્રભાતે ડર્બનથી મોટી કુચ ઉપાડવાની ગોઠવણો થઈ, અને સરકારને તેની ખબર પણ અપાઈ ગઈ. પણ તેવામાં હિંદુસ્થાનથી મી. એંડ્રુસ અને પીઅર્સન નીકળી ચુકયાના ખબર મળેલા અને વાઇસરોયના પ્રતિનિધિ સર બેંજામીન રોબર્ટસન મુંબઇથી ખાસ સ્ટીમરમાં ઉપડયા. તેઓ ડર્બન આવે ત્યાં સુધી માર્ચ શરૂ કરવાનું કામ થોભાવવાનું નક્કી થયું. તેઓ આવ્યા અને વિષ્ટિનું કામ શરૂ થયું. કમીશને પણ પોતાનું કામ શરૂ કર્યું, પણ હિંદીઓ પોતે લીધેલા સોગનથી કેમ ચળી શકે? કમીશન સન્મુખ જુબાની આપવાની તેઓએ ચોખ્ખી ના પાડી. આ અરસામાં બધા સત્યાગ્રહી કેદીઓ યુનીઅનની જુદી જુદી જેલોમાંથી છુટયા. તેમાંથી એક, બેન વાલીઆમા જે તા. ૨૨ મી ડીસેમ્બરે પોતાની માતા સાથે ત્રણ માસની

જેલમાં હતી તે જેલમાંથી લાવેલી માંદગીને લીધે છુટી થયા પછી તુરતજ મરણ પામી. છેવટની વિધિ હજી ચાલતી હતી તેવામાં રેલ્વેની મહાન હડતાલ પડી. આથી વળી પાછી ઢીલ થઈ. પણ હિંદી આગેવાનોએ ત્રીજી લડત શરૂ થઇ તે પહેલાં જેમ સબુરી પકડી હતી તેમ આ વખતે પણ સબુરી પકડી. હડતાલ થોડા વખત પછી શાંત પડી અને કેપટાઉનમાં તુરતજ પાર્લામેંટ મળી. આ વેળા મી. એન્ડરૂસ કેપટાઉનમાંજ હતા. મી. ગાંધી પણ ત્યાં ગયા. આ પ્રસંગે જાહેરમત કેળવવાના જે સંજોગો ભેળા થયા હતા તે અગાઉ કદિ આવ્યા ન હતા, અને તેમાં મી. એન્ડરૂસનું સીટી હોલનું ભાષણ કે જેમાં લોર્ડ ગ્લેડસ્ટને હાજરી આપી હતી અને મેયરે પ્રમુખપદ લીધું હતું તેથી હિંદી આદર્શો વધારે પ્રકાશમાં આવ્યા.

## કમીશનનો રીપોર્ટ અને નવો કાયદો

આ વખતે કમીશનનો રીપોર્ટ બહાર પડયો. તેણે સત્યાગ્રહીઓની બધી માંગણી વાજબી જણાવી દાદ આપવાની સરકારને ભલામણ કરી. થોડાં અઠવાડીઆં પછી 'રીલીફ બીલ' નામનો કાયદો બહાર પડયો. પાર્લામેંટમાંથી તે પાસ કરાવવાને સરકારે જે દ્રઢતા અને ઇંતેજારી બતાવી હતી તેની છાપ કોના ઉપર નહિ પડી હોય? પા. ૩ નો કર ગયો. લગ્નના સવાલનો સંતોષકારક ફડચો થયો અને કાયદામાંથી જાતિભેદ દૂર થયો. આટલું તો બહુ ઉંચા

ઉતર્યા સિવાય નજરે આવી શકે તેમ છે. પરંતુ તેથી પણ–

વધારે અગત્યનો એક લાભ

થયો છે. જેમ જેમ સત્યાગ્રહની લડત મજબુત અને પવિત્ર થતી ગઇ તેમ તેમ હિંદી અને યુરોપીઅન પ્રજા વચ્ચે ગાઢો સંબંધ બંધાતો ગયો. તેઓ એક બીજા સાથે વધુ નજીક આવતા ગયા. લડતના દરેક નવા દેખાવ સમયે નવી ફતેહ અને નવા મિત્રો મળતા ગયા. હિંદીઓ તરફ ધિક્કાર અને અવિશ્વાસ બતાવવામાં આવતાં હતાં–આવી વર્તણુંક સામે જે લાગણી બતાવવા ખાતર લડતની શરૂઆત થઈ હતી, તે અવિશ્વાસ અને ધિક્કાર આજે વિશ્વાસ અને માનના રૂપમાં ફેરવાયાં છે. હિંદીઓના ભલાંની વાત હોય યા તેમને લાગૂ પડતી કોઇ બીના હોય તો આજે તેઓના આગેવાનોની સાથે પ્રથમ મસલત કરવામાં આવે છે. અને સત્યાગ્રહ એ એક એવું હથિઆર સાબીત થયું કે જેની મદદથી ટુંક સમયમાં કોમે વોટથી મેળવી શકાય તેથી પણ વિશેષ મેળવ્યું છે. ૧૯૦૭ નો કાયદો રદ કરાવવો ત્યાંથી પ્રથમ હિલચાલ શરુ થઇ. તે કાયદો રદ થયો અને તેનાજ જેવા કાયદા બીજા કોલોનીમાં થશે એવી જે ધાસ્તી રહેતી હતી તે પણ દૂર થઇ. શરુઆતમાં કોલોની-ઓમાંથી હિંદીઓની જડમૂળ કાઢી નાંખવા જાતિ ભેદવાળા કાયદા ઘડાવાની હમેશાં ધાસ્તી રાખવામાં આવતી હતી· આ સમાધાનથી આખા સામ્રાજ્યમાં જાતિભેદવાળા કાયદા

થાય એવો સંભવ નથી. હિંદુસ્તાનમાંથી આવતી ગીરમીટીઆ મજુરીનો દ. આફ્રિકામાં અટકાવ થયો છે. આવા અનેક લાભો કોમે સત્યાગ્રહ ધારણ કરવાથી મેળવ્યા છે.

## પૂર્ણાહૂતિ.

અમારે જણાવવું જોઇએ કે જે લાભો ઉપર ગણાવ્યા તેથી પણ ઉત્તમ લાભ હિંદી પ્રજાએ એ ઉઠાવ્યો છે કે સત્યાગ્રહીઓએ ભોગવેલાં દુઃખો, તેમણે વેઠેલી અનેક હાડમારીઓ, અને તેઓએ આપેલા મહાન આત્મભોગથી શાંતરૂપી નવીન જુસ્સો સર્વત્ર પ્રસરી રહ્યો છે. કાયદેસર પ્રજાકીય સમાનતાનો વાવટો ઉડતો રાખવામાં આવ્યો છે, અને હવે કબુલ રાખવામાં આવ્યું છે કે હિંદી પ્રજા પણ ઉચ્ચ સ્થાને લાયક છે, અને તેની અવગણના થઇ શકે એમ નથી. સત્યાગ્રહની લડતે સાબીત કરી દર્શાવી આપ્યું છે કે શારિરીક બળ કરતાં આત્મિક બળ સર્વોત્તમ છે, તિરસ્કારના કરતાં પ્યાર એ ઉત્તમ છે અને બળના કરતાં હક એ સરસ વસ્તુ છે. જગતની પ્રજાઓમાં હિંદુસ્તાનનો દરજ્જો વધ્યો છે. તેનાં બાળકો દ. આફ્રિકામાં પ્રતિષ્ઠા મેળવી શક્યાં છે. સુલેહ અને શાંતિના માર્ગે તેઓ હવે પોતાની ઉન્નતિ કરે અને દ. આફ્રિકામાં જે નવીન મહાન પ્રજા હાલ ઉછરે છે તેને ખીલવવામાં દરેક જણ પોતપોતાનો ફાળો આપે એવી અંતની પ્રાર્થના x. અસ્તુ.

---

# જીવનદોરી

મહાત્મા ટોલ્સ્ટોયની એક રસીલી વાર્તા પરથી

દ. આફ્રિકાના ઇંડિયન ઓપિનિયનમાં

ગુજરાતીમાં લખનાર:- રા. પ્રાગજી ખંડુભાઇ દેસાઇ.

## પ્રકરણ ૧લું.



ક શહેરમાં નથુ નામે મોચી રહેતો હતો. તે ગરીબ સ્થિતિનો હતો. શહેરમાં એક ઘર ભાડે રાખી તે પોતાની સ્ત્રી તથા છોકરાંઓ સાથે રહેતો હતો. પોતાના ધંધામાંથી જે કંઇ પેદાશ થતી તેમાંથી ભાગ્યેજ પોતાના કુટુંબનું તે પોષણ કરી શકતો. શહેરની અંદર મજૂરી અત્યંત સસ્તી હતી, અને કામ ઘણુંજ થોડું મળતું હતું. વળી શહેરમાં મોંઘવાની પુષ્કળ હેવાથી પોતાના કુટુંબનું પોષણ કરવું તે મહા મુશીબતનું કામ હતું. પોતાને તથા પોતાની સ્ત્રી અને છોકરાંઓને માટે ભાગ્યેજ પૂરતાં કપડાં પહેરવાનાં પણ ખરીદી શકતો. જ્યાં ખાવાનાજ વાંધા પડે ત્યાં અંગવડનું પૂછવુંજ શું ?

પોતાની પાસે એક જુની બંડી-લગભગ ત્રણ વરસની હતી, ને હવે તદ્દન ફાટી ગઇ હતી. તે બીજી ખરીદવાના વિચારમાં હતો કારણ કે શિયાળાની ઋતુ આવી પહોંચી હતી. શિયાળાની ઋતુ

નજીક આવતી હોવાથી પોતાને માટે તથા પોતાની સ્ત્રી તથા છોકરા તથા છોકરીઓ માટે કપડાં ખરીદવા વાસ્તે તેણે અગાઉથીજ પૈસાનો સંગ્રહ કરવાનો નિશ્ચય કરેલો હતો. અને તે નિશ્ચય પ્રમાણે તે થોડા-ઘણા પૈસા મહા મુશીબતે એકઠા કરી શક્યો હતો. પરંતુ તે કપડાં લેવા માટે પૂરતા તો નજ હતા.

શહેરની અંદર એક બે ઘરાકો પાસે તે પૈસા માંગતો હતો, જેથી તેણે વિચાર કર્યો કે જો હું ઉઘરાણી લઇ શકું તો પૂરતા કપડાં ખરીદી શકીશ. આમ વિચાર કરી ને પોતાના ઘરાકોમાં ઉઘરાણી કરવા માટે નીકળ્યો. તેની સ્ત્રીએ સવારમાં ખાવાનું કરી તેને પોતાને માટે તથા છોકરાઓ માટે શું શું કપડાં લેવા તેની યાદિ કરી આપી તેમજ પૈસાનો કપડાં લેવા સિવાય બીજા કોઇ પણ કામમાં ઉપયોગ ન કરવો, એ વિષે સખત સૂચના કરી. કારણ કે નથુ મોચીને દારૂ પીવાની ટેવ હતી; અને શિયાળામાં દારૂના વ્યસનીઓ તે વિશેષ પીએ છે. નથુ પોતાની સ્ત્રીની સલાહ સ્વીકારી શહેરમાં ઉઘરાણી કરવા નીકળી પડ્યો.

પ્રથમ એક ઘરાકને ઘેર ગયો. ત્યાં ઘરનો ધણી હાજર ન હતો. પરંતુ તેની સ્ત્રી ઘરમાં હતી. તેણે કહ્યું કે આવતા અઠવાડીઆમાં પૈસા મોકલી આપશે. એટલે ત્યાંથી નિરાશ થઇ બીજા ઘરાક પાસે ગયો. તેણે સોગનપૂર્વક કહ્યું કે તેની પાસે તે વખતે એક ફુટી બદામ પણ નહતી. નથુએ તેને ઘણોએ સમજાવ્યો કે પોતાને કપડાં લેવાં છે. પણ ઘરાકે લાચારી બતાવી.

આ ઉપરથી નથુ તદન નિરાશ થઈ ઘરાકને ત્યાંથી ચાલી નીકળ્યો. કોઇ વેપારી ઉધાર માલ આપે એવું પણ નહતું. કપડાં ખરીદવાનો મુખ્ય આધાર ઉઘરાણીના પૈસા પર હતો. પણ ઉઘરાણી

બીલકુલ ન મળવાથી તે નિરાશ થઇ ગયો. અને રસ્તે ચાલતાં વિચાર કરવા લાગ્યો કે હવે મારે શું કરવું? તે ચાલતાં ચાલતાં પોતાના ભાગ્યને દોષ દેવા લાગ્યો. ને એક દારૂના પીઠા આગળ આવી પહોંચ્યો.

કપડાં ખરીદવાને પાસે પૂરતા પૈસા ન હોવાથી વિચારવા લાગ્યો:—મારી પાસે પૈસા છે એ જૂજ છે, અને એમાંથી કપડાં ખરીદી શકાય એમ છેજ નહિ. માટે ઉત્તમ રસ્તો તો એજ છે કે પીઠામાં જઇ દારૂ પી ઘેર પાછા ચાલ્યા જઇએ અને એમ વિચાર કરી પોતાની પાસે જે જૂજ પૈસા હતા, તે દારૂ પીવામાં વાપરી દીધા અને ઘર તરફ પાછું ચાલવા માંડ્યું.

ઠંડી અત્યંત જોસથી પડતી હતી. પરંતુ દારૂ લેવાથી હવે તો શરીરમાં ગરમી આવતી હતી, જેથી નથુએ મનમાં ખ્યાલ કર્યો, કે "હવે કપડાંની શી જરૂર છે? હવે ઠંડી સિવાય ગરમી થાય છે. માટે એજ ઉત્તમ રસ્તો છે કે વિશેષ ઠંડી હોય તે દિવસે દારૂ પી લેવો, એટલે કપડાંની જરૂર રહેશે નહિ. હવે તો આખી જીંદગી કપડા સિવાય હું સુખ શાંતિમાં ગાળી શકીશ. ફક્ત ઘરમાં સ્ત્રી છે, એ જરા મ્હોં મરડશે પણ તેને તો દબાવી દઇશું. સ્ત્રીઓ એ બાબતમાં શું સમજે? કમાવા વાળા તો આપણેજ છીએ ને?"

નથુ દારૂની ધૂનમાં આવા વિચારો કરતો કરતો રસ્તામાં એક ગલીની અંદર આવી પહોંચ્યો, અંધારૂં થવા આવ્યું હતું. અને ગલીમાં બત્તીનાં કોઇ પણ જાતનાં સાધન ન હોવાથી ત્યાં બધે અંધકાર હતો. ત્યાં આગળ તેણે કેટલેક છેટે દિવાલની નજીક હવેલી પાસે કંઇક સફેદ આકૃતિ જોઇ. નથુ આગળ વધતો અટકી બારીકાઇથી જોવા લાગ્યો. પરંતુ તે શું છે તે જાણી શક્યો નહિ. પરિચયવાળો હોવાથી

વિચાર કરવા લાગ્યો કે-"આ જગ્યાએ કંઈ પત્થર જેવું તો દિવસે જોવામાં આવતું નથી. તો આ શું છે? કાંઇ જાનવર છે? એ તો કંઇ લાગતું નથી. મસ્તક તો મનુષ્યના જેવું લાગે છે. પરંતુ આ સમયે આવા અંધકારમાં અત્રે મનુષ્ય શા માટે આવે?"

નથુ ચાલતો ચાલતો હવે તો છેક નજીક આવી પહોંચ્યો, અને ચોકૂખી રીતે જોઇ શકતો હતો. હવે તેની ચોકૂખી ખાત્રી થઇ કે એ તો નક્કી કોઇ મનુષ્યજ છે. પછી મરી ગયેલું હોય કે જીવતું, વળી તે જોઇ શક્યો કે તેના શરીર પર બીલકુલ વસ્ત્ર પણ નથી. અને તદ્દન નગ્નાવસ્થામાં છે. અને તે માણુસ ભીંતને ટેકવીને સ્તબ્ધ ઉભો રહ્યો છે. આ વિચિત્રતા જોઇ નથુ મનમાં ગભરાયો અને વિચાર કરવા લાગ્યો કે કોઇએ આ માણસને મારી નાંખી ભીંત સાથે ટેકવી ઉભો રાખ્યો છે.

ઘણુંએ વિચાર કરીને નથુ આખરે ત્યાંથી ચાલવા લાગ્યો. અને થોડેક છેટે ગયા બાદ પાછું ફરી જોયું, તો તે માણુસને બેસી અને આમતેમ હાલતો જોયો નથુ જરા નજીક પાછો આવીને જોવા લાગ્યો તો તે માણુસ પોતાના તરફ તાકીને જોતો માલૂમ પડયો. નથુ અગાઉના કરતાં વધું બ્હીવા લાગ્યો. એણે વિચાર્યું કે-'શું હું અહીંથી ચાલ્યો જાઉં? કે આ મનુષ્યની સાથે કાંઇ બોલું? હું એની પાસે જાઉં તો એ શું કરશે? પરમાત્મા જાણે કે એ કોણ છે? અને અત્રે આવા અંધકારમાં બેસીને શું કરે છે? હું ધારૂં છું કે હું અહીંઆથી ચાલ્યોજ જાઉં. આવા નગ્ન ભિખારી જેવા પાસે જઇ મારે શું કરવું?"

આમ વિચાર કરી તે પાછો ચાલવા લાગ્યો અને થોડેક છેટે ગયા બાદ પાછો ઉભો રહ્યો. અને પોતાના અંતઃકરણ સાથે વિચાર કરવા લાગ્યોઃ-"અરે, હું શું કરૂં છું? એક તદ્દન નગ્નાવસ્થામાં

પડેલાં અને ગરીબ ભિખારી નિરાધાર મનુષ્યની પાસે થઇને કંઇ પણ લાગણી સિવાય શું હું ચાલ્યો જાઉં? શું મનુષ્ય જાતિને માટે મારા અંતઃકરણમાં કંઇજ લાગણી નથી? ગરીબ અને નિરાધારને મદદ કરવી એ શું મનુષ્ય કર્તવ્ય નથી? જો એ મનુષ્યની ફરજ હોય તો મારી ફરજ છે કે તે મનુષ્ય પાસે જઇ તેને પૂછવું કે તે કોણ છે? એ શું કરે છે?"

નથુનું અંતઃકરણ તે મનુષ્યની આવી સ્થિતિ જોઇ પ્રેમ અને દયાથી ઉભરાઇ આવ્યું. અને હિંમત ધરી તે માણસ ભણી ચાલવા લાગ્યો.

---

## પ્રકરણ ૨ જું.



થુ હવે તે માણસની તદન નજીક આવી પહોંચ્યો. અને તેને બારીકાઇથી જોવા લાગ્યો. તે મનુષ્ય તદન યુવાન અને મજબૂત બાંધાનો હતો. તેના શરીર ઉપર કંઇ પણ ઘા જેવું લાગતું નહોતું. ફક્ત તે ભયભીત થયેલો અને ઠંડીથી અકડાઇ ગયેલો લાગતો હતો. તે નથુના તરફ દૃષ્ટિ પણ કરતો ન હતો. કેમ જાણે કે પોતાની આંખ ઉઘાડવાને પણ અશક્ત હોય! નથુ તેની એકદમ નજીક આવ્યો, અને એકાએક તે મનુષ્યને જાગૃત થઇ ગયેલો અને ગંભીરતાથી પોતાના તરફ જોતો જોયો.

નથુના અંતઃકરણમાં તેને પોતાના તરફ અમીદૃષ્ટિથી જોતો જોઇ અત્યંત સ્નેહ ઉપજી આવ્યો. પોતે પહેરે લો" જૂની બંડી ઉતારી નાંખી; પગમાંથી જોડા ઉતારી નાંખ્યા અને કહ્યું:-" કંઇ પણ

વ્યર્થ વાતમાં વખત ગુમાવવો એ નકામું છે. માટે જલદી કરો, અને આ બંડી અને પગરખાં પહેરી લો" નથુએ તેનું નામ પૂછતાં તેણે જણાવ્યું કે " મારૂ નામ દેવદૂત છે."

નથુએ તેને ઉઠાડવામાં મદદ કરી અને જોડા તથા બંડી પહેરાવ્યાં. દેવદુતની મુખાકૃતિ અત્યંત તેજસ્વી હતી. અને શરીર પણ મજબૂત બાંધાનું હતું. તેને જોતાંજ નથુના અંત:કરણમાં અત્યંત સ્નેહ થઇ આવ્યો. નથુએ તેને પોતાનાં કપડાં, બૂટ પહેરાવ્યાં પછી કહ્યુઃ-"ભાઇ દેવદૂત, હવે તારે કોઇ પણ જાતની ચિંતા રાખવી નહિ તું મારી સાથે ચાલી શકશે?" નથુનું બોલવું દેવદૂત હવે સમજી શકયો અને એક પણ શબ્દ બોલ્યા વિના તેની સાથે ચાલવા લાગ્યો.

બંનેએ નથુના ઘર તરફનો રસ્તો લીધો

નથુએ તેને પૂછ્યુંઃ-"ભાઇ દેવદૂત, તું કેમ કંઇ બોલતો નથી? આપણે હવે ઘેર જઇએ છીએ, જો તારાથી ચાલી ન શકાતું હોય તો આ લાકડી લે અને એના ટેકાથી ધીમે ધીમે ચાલ."

દેવદૂત લાકડી હાથમાં લઇ ધીમે ધીમે ચાલવા લાગ્યો. રસ્તે ચાલતાં નથુએ પૂછ્યુંઃ-"વ્હાલાભાઇ દેવદૂત, તું કયાં આગળથી આવે છે?"

દેવદૂતે જણાવ્યુંઃ-" હું આ ભાગોમાંથી આવ્યો નથી."

નથુએ કહ્યુંઃ-"હા. આટલામાં તો હું બધાને ઓળખું છું. પણ પ્રથમ તું મારા જોવામાં કદી આવ્યો ન હતો. આ ગલીની અંદર હવેલી આગળ તું કેવી રીતે આવી ચઢયો!"

દેવદૂતે કહ્યુંઃ-"તે હું કહી શકતો નથી."

નથુએ કહ્યુંઃ-"હું ધારૂં છું કે તને કોઇએ ઇજા કરી છે."

દેવદૂતતે કહ્યુંઃ-"કોઇ પણ મનુષ્યે મને ઇજા કરી નથી, પરંતુ પરમાત્માએ મને શિક્ષા કરી છે."

નથુએ કહ્યું:–"હા. મનુષ્યની સ્થિતિ પોતાના કર્તવ્ય અનુસારજ મળે છે અને પરમાત્મા હંમેશાં ન્યાયી અને દયાળુ છે. તારૂં જીવન હવે તું કેમ ગાળવા માંગે છે? અને તું ક્યાં જવા ધારે છે?"

દેવદૂતે જણાવ્યું:–"મને બધું સરખુંજ છે." નથુ જરા આશ્ચર્ય પામ્યો અને પોતાના અંતઃકરણ સાથે વિચારવા લાગ્યો કે–"આ મનુષ્ય કોઇ પણ પ્રકારે દુરાચારી લાગતો નથી. એનું બોલવું તદ્દન શાંતિભરેલું છે. પરંતુ પોતાની હકીકત કહેતાં એ ડરે છે. હશે, ગમે એ હોય. હું એને મારે ઘેર તો તેડીજ જઇશ." એમ વિચારી દેવદૂતને કહ્યું:–" ભાઇ તું મારી સાથે મારે ઘેર ચાલ. અને ઠંડીથી તું અકળાઇ ગયેલો છે માટે અગ્નિ પાસે બેસી જરા આરામ લે. પછી તારે જે કહેવા કરવાનું હોય તે નિરાંતે મને કહેજે."

હવે નથુનું ઘર નજીક આવવા લાગ્યું એટલે તેને પોતાની સ્ત્રી સાંભરી આવી. તે મનમાં વિચાર કરવા લાગ્યો:–" સ્ત્રીને છોકરાં માટે હું કપડાં ખરીદવા ગયો કમભાગ્યે પૈસા ન મળવાથી કપડાં લઇ ન શક્યો, અને પાસે જે જુજ પૈસા હતા તેનો આવી ઠંડીમાં દારૂ પી લીધો. રસ્તે ચાલતાં આ નગ્ન ભિખારીને સાથે ઉપાડી લાવ્યો. ઘરમાં ખાવાનું પણ પૂરતું નહિ હોય. એટલે સ્ત્રી ગુસ્સો તો કરવાનીજ. હરિ! હરિ!! જે બને તે ખરૂં."

નથુ જ્યારે જ્યારે દેવદૂતના મોંહ સામું જોતો એટલે તેના અંતઃકરણમાં કુદરતી પ્રેમ ઉત્પન્ન થઇ આવતો હતો. તેથી બધા વિચારો તે ભૂલી જતો હતો. આવી રીતે વિચારમાં ચાલતાં ચાલતાં દેવદૂત સાથે નથુ ઘરની નજીક આવી પહોંચ્યો.

---

## પ્રકરણ ૩ જું.



થુની સ્ત્રીએ ઘરનું સર્વે કામકાજ આટોપી લીધું હતું. પોતે બળતણ પાણી વગેરે લઇ આવી હતી. અને છોકરાંઓને ખવરાવી કામકાજમાંથી પરવારી હતી. પોતે પણ થોડુંક ખાઇને વિચાર કરતી બેઠી હતીઃ-"નથુ ગામમાં ગયેલ છે એટલે ગમે તે જગ્યાએ ખાઇનેજ આવશે. એટલે તેના ભાગનું ખાવાનું બાકી રહેશે તેથી આવતી કાલે બધાંને ચાલી રહે એટલું ખાવાનું તો છે."

આમ વિચારી કરી તે પોતાના ધણીનું એક જૂનું કુડતું જે તદન ફાટી ગયું હતું તે સીવવા બેઠી, અને તરંગો કરવા લાગીઃ- "મારો ધણી હમણાં આવશે અને મારે સારૂ તેમજ છોકરાંઓને સારૂં કપડાં લઇ આવશે. હું ધારૂં છું કે ઉઘરાણી મળી હશે. અને જરૂર કપડાં લઇ આવશે. પહેરવાનાં કપડાં ન હોવાથી મારાથી તેમજ છોકરાંઓથી બહાર પણ નીકળાતું નથી. જો ઉઘરાણી નહિ મળી હોય તો પાસે જે જૂજ પૈસા છે તે દારૂ પીવામાં તો ન ઉડાડી દે! આટલીજ મને ધાસ્તી છે."

આમ ઘોડા દોડાવતી હતી તેવામાં બારણે ઓટલા ઉપર પગલાંનો અવાજ સંભળાયો. તે કુડતું એક બાજુએ મૂકી ઉઠી, એટલે નથુને એક માણસ સાથે બારણાંમાં પેસતા જોયો. પોતાના ધણીના જોડા અને અંગરખું પણ તે પુરૂષે પહેરેલા જોઇને તે વિચાર વમળમાં પડી. પોતાના ધણીની પાસે ઉભી રહેતાં તુરતજ તેને દારૂની વાસ આવી વળી નાથુની પાસે કંઇ પણ સામાન નહિ જોયો તેનો ચહેરો

ઉદાસીન અને દિકરો પડી ગયેલો જોઇ વિચાર્યું કે પોતાની પાસેના પૈસાનો દારૂ પી ગયો છે. અને સાથે આ રસ્તે ચાલતા ભિખારી દારૂડીઆને પણ ઉપાડી લાવ્યો છે!

નથુ અને દેવદૂત આગળ ઓરડા તરફ ચાલવા લાગ્યા. અને સ્રી પણ પાછળ વિચાર કરતી ચાલી:–"એણે પોતાનું અંગરખું આને પહેરાવ્યું છે અને એની પાસે નીચે કુડતું પણ દેખાતું નથી. એને માથા પર ટોપી પણ નથી." દેવદૂત ઓરડામાં પેઠો કે એક જગ્યાએ હાલ્યા ચાલ્યા સિવાય ફકત નીચી નજર રાખી ઉભો રહ્યો. નથુની સ્રીએ વિચાર્યું કે એ સારો માણસ નથી અને બીધેલા જેવો લાગે છે. એમ વિચાર બાંધી પોતે રસોડામાં ગઇ અને શું વાતચિત થાય છે તે સાંભળવા લાગી.

નથુ પોતાની ટોપી ઉતારી બાંકડા પર બેસી ગયો તે સમજ્યો કે ઘરમાં સ્રીનો મિજાસ ગયો છે. થોડી વાર ગઇ પોતાની સ્રીને કહ્યું:–"અમને હવે કંઇ ખાવાનું તું આપશે?" પણ તેણે સાંભળ્યુંજ ન હોય તેમ તે બરબડી અને રસોડામાંથી ચૂલા પાસેથી ઉઠીજ નહિ. તે તો પોતાના ધણી તરફ જોઇ નિઃશ્વાસ નાંખ્યા કરતી હતી.

નથુએ આ બાબત કંઇ ધ્યાન પરજ લીધી નહિ. તે દેવદૂત પાસે જઇ કહેવા લાગ્યો:–"ભાઇ, અહીં એક બાજુએ શું કામ ઉભો રહ્યો છે? આવ, અને આ ખુરશી પર બેસ. આપણે હવે વાળુ કરીશું." પોતાની સ્રીને પૂછવા લાગ્યો:–"કેમ આજે કંઇ રાંધ્યું છે કે નહિ?"

સ્રીએ કહ્યું:–"રાંધ્યું છે. પરંતુ તમારે માટે તે નથી. દારૂ પી પીને તમે તમારી બુદ્ધિજ ગુમાવી છે! તમે શહેરમાં મારે સારૂ તથા છોકરાંઓ સારૂ કપડાં લેવા ગયા તે ન લાવતાં દારૂ પીને રસ્તે

ચાલતા આ નગ્ન રખડતા ભિખારીને સાથે ઉપાડી લાવ્યા. તમને કંઇ શરમ નથી આવતી ? તમારા જેવા પીયેલને માટે મારી પાસે ખાવાનું નથી."

નથુ જરા ગુસ્સાના આવેશમાં બોલ્યો:-"હવે એટલું બસ થશે. જરા જીભને ટુંકી કર. પ્રથમ તું પૂછ તો ખરી કે એ કેવો માણસ છે ?"

સ્રીએ કહ્યું:-"તમે તે પૈસાનું શું કર્યું તે તો કહો !" દારૂ પીતાં થોડા પૈસા બાકી રહ્યા હતા તે નથુએ તેના તરફ ફેંકી દીધા. અને જણાવ્યું કે:-"ઉઘરાણી બીલકુલ મળી નહિ. આવતા અઠવાડીઆમાં વાયદો કર્યો છે. ત્યારે કપડાં વિષે જોઇશું."

આ સાંભળી સ્રી વધુ ગુસ્સે થઇ અને એક નગ્ન ભિખારીને ઘરમાં આણેલો જોઇ તે નથુ પર ગાળો વરસાવવા લાગી. પાસે પડેલા પૈસા લઇ તે નથુને કહેવા લાગી:-"મારી પાસે ખાવાનું નથી. આવા રઝળતા ભિખારીઓને તમે ઘરમાં લાવ્યા કરશો અને હું ખાવાનું કયાંથી આપીશ ?"

નથુએ ગુસ્સાથી કહ્યું:-"તું એકદમ ચૂપ રહે.. અને મારે જે કહેવાનું છે તે સાંભળ."

સ્રી કહેવા લાગી કે "તમારા જેવા પીધેલ બેવકૂફ પાસેથી શું અક્કલની વાત સાંભળવી હતી ? પૈસા લઇ કપડાં લેવા ગયા અને તેનો દારૂ પી રસ્તામાંથી રઝળતા ભિખારીને ઉપાડી લઇ ઘેર આવ્યા; અને હવે મારૂં કર અને મારા પુનીઆનું પણ કર !! આ તમારી કુટેવો હું સહન કરી શકતી નથી." અત્યંત ગુસ્સાના આવેશથી તે સળગી ઉઠી હતી, અને જેટલાં વેણ કહેવાય તેટલાં બધાં કહ્યાં.

નથુ આ સર્વ શાંત ચિત્તથી સાંભળી રહ્યો, કારણ કે આ દેખાવ કંઇ તેને નવો ન હતો. ગુસ્સામાં ને ગુસ્સામાં સ્ત્રીએ ત્યાંથી ચાલી જવાનો વિચાર કર્યો. પરંતુ આ અજાણ્યો પુરૂષ કોણ હતો તે જાણવાની તેને ઘણી ઉત્કંઠા હતી તેથી તે રસોડામાંજ બેઠી.

---

## પ્રકરણ ૪ થું.



થુ તથા દેવદૂત બાંકડા ઉપર બોલ્યા ચાલ્યા સિવાય બેસી રહ્યા હતા. સ્ત્રીએ પોતાના મનનો ઉભરો વચનબાણ વડે ખાલી કર્યો, અને આખરે થોડોક સમય વીત્યા બાદ તે શાંત પડી અને નથુને કહેવા લાગી કે "જો આ ભલો મનુષ્ય હોય તો આવી નગ્નાવસ્થા અને અધમાવસ્થામાં કેમ હોય? પાસે પહેરવાનું એક પહેરણ પણ નથી. આવું ઉત્તમ પુરૂષરત્ન તમે ક્યાંથી શોધી લાવ્યા?"

નથુ બોલ્યો–" હું તને પ્રથમથીજ આ મનુષ્ય વિષે કહેવાની કોશીષમાં હતો. પરંતુ તારો ઉભરો ખાલી કર્યા સિવાય તું કોઇનુ સાંભળે એમ ક્યાં છે? હું સામે છેડેની ગલીમાં થઇને અંધારામાંથી ચાલ્યો આવતો હતો ત્યાં આગળ પેલા દેવળ નજદીક ભીંતને અડેલી તદન નગ્નવસ્થામાં બેઠેલા આ માણસને મેં જોયો. ઠંડીથી એ તદન અકડાઇ ગયેલો હતો. પ્રથમ તો મને આવી સ્થિતિમાં મનુષ્યને જોઇ ધાસ્તી લાગી અને હું ઘર તરફ ચાલ્યો આવવા લાગ્યો.

"પરંતુ પરમાત્માએ મને પ્રેરણા કરી કે એક દુઃખી મનુષ્યને આવી સ્થિતિમાં જોઇ તેના વિષે કંઇ પણ તજવીજ કર્યા સિવાય ચાલી અવાયજ નહિ. તેથી હું પાછો ફર્યો અને તેની પાસે ગયો.

ઇશ્વરેજ મને એની પાસે મોકલ્યો. નહિ તો એ ઠંડીમાં અકડાઇને મરી જાત. આપણે કેવી રીતે કલ્પના કરી શકીએ કે એની ઉપર શું મહાન કષ્ટ ઉતરી પડયું છે? જેથી મેં એને મારૂં અંગરખું અને પગરખાં પહેરાવ્યાં. અને અહીંઆ લઇ આવ્યો. હવે તારા અંતઃકરણમાં જરા દયા રાખ. આપણે સર્વને એક વખત મરવું તો છેજ. તો પાપાચરણ કરતાં તરત અટકવું જોઇએ."

આ સાંભળી સ્ત્રીના અંતઃકરણમાં પાછો ઠપકો દેવાનું મન થઇ આવતું હતું. પરંતુ તેણે નવા આવેલા શખસની સામે જોયું. અને કંઇ બોલી નહિ દેવદૂત બાંકડાના એક ખૂણા ઉપર આંખો મિંચી મસ્તક નીચું રાખી હાલ્યા ચાલ્યા સિવાય ઉંડા વિચારમાં નિમગ્ન થઇ બેઠેલો હતો. નથુની સ્ત્રી પણ શાંત થઇને બોલ્યા ચાલ્યા સિવાય ઉભી રહી હતી.

નથુએ કહ્યું:-"શું તારા અંતઃકરણમાં ઇશ્વરનો વાસ નથી?" આ શબ્દોથી સ્ત્રીનું અંતઃકરણ એકાએક નરમ થઇ ગયું. અને તે દેવદૂતના તરફ જોવા લાગી. તેને તેના તરફ પ્રેમવૃત્તિ ઉત્પન્ન થઇ. તે તરતજ રસોડામાં ગઇ અને બંનેને માટે ખાવાનું લઇ આવી નથુએ દેવદૂતને પાસે બોલાવ્યો. અને રોટલી ખાવા આપી અને બંને જણા સાથે બેસી ખાવા લાગ્યા.

નથુની સ્ત્રી પણ એક બાજુ ઉભી રહી દેવદૂતને બારીકાઇથી જોવા લાગી. એને તેને માટે દિલમાં સદ્ભાવ ઉત્પન્ન થયો. એકાએક દેવદૂતના મ્હોં ઉપર પ્રકાશ ઉત્પન્ન થયો. તેની આંખો ચળકવા લાગી અને તે સ્ત્રીને જોઇ તેણે મ્હોં મલકાવ્યું. નથુ તથા તેની સ્ત્રી બંને આશ્ચર્ય પામ્યાં, દેવદૂત અને નથુ બંને જમી રહ્યા પછી સ્ત્રીએ વાસણ ધોયાં. અને તે પછી દેવદૂત પાસે આવીને પૂછવા લાગી:-"ભાઇ, તમે કયાંથી આવો છો?

" હું આ વિભાગમાં વસતો નથી." દેવદૂતે કહ્યું.

" તમે આ રસ્તા ઉપર ક્યાંથી આવી ચડયા ? "

દેવદુત–" હું તે કહી શકતો નથી. "

સ્ત્રી–" શું આપને કોઇએ લૂંટી લીધા છે ? "

દેવદૂત–" પરમાત્માએ મને શિક્ષા કરી છે. "

સ્ત્રી–" શું આપ ત્યાં આગળ છેક નગ્નાવસ્થામાં, બેભાન સ્થિતિમાં પડયા હતા ? "

દેવદૂત–" હા, હું તદન નગ્નાવસ્થામાં જતો હતો. અને ઠંડીથી અત્યંત અકડાઇ ગયો હતો. તમારા ઉદાર અને પરોપકારી ધણીએ મારા ઉપર દયા કરી; અને પોતાનો કોટ મને પહેરાવી અહીં લઇ આવ્યા. અને તમે પણ સ્વાદિષ્ટ ભોજન આપી સંતોષ્યો. અને મારા ઉપર દયા કરી. પરમ દયાળુ પ્રભુ એનો બદલો તમને અવશ્ય આપશે. "

નથુની સ્ત્રીએ પોતાના ધણીનું જે જૂનું પહેરણ સાંધ્યું હતું તે દેવદૂતને પહેરવા આપ્યું. અને એક જૂની ઇજાર પણ આપી. અને કહ્યું કે–" આપને માટે હું રસોડામાં ચૂલાની નજીક પથારી કરું છું ત્યાં સૂઇ જાઓ. રસોડામાં ગરમી હોવાથી આપને રાત્રે ઠંડી લાગશે નહિ. "

દેવદૂત કપડાં પહેરી રસોડામાં સૂઇ ગયો. નથુ અને તેની સ્ત્રી પણ સૂઇ ગયાં. નથુની સ્ત્રી સૂઇ ગઇ પણ તેને બીલકુલ નિદ્રા આવી નહિ. દેવદૂત વિષેના વિચાર તેના મનમાંથી બીલકુલ ખસતા નહોતા-વળી તેને આવતી કાલની ચિંતા થઇ કારણ કે ઘરમાં રોટલી બીલ-કુલ રહી નહોતી. વળી પોતાના ધણીની ઇજાર અને પહેરણ પણ દેવદૂતને આપી દીધાં હતાં. આથી તે નિરાશ થઇ. પરંતુ દેવદૂતની

દયામણી સ્થિતિ જોઇ તેના દિલમાં લાગણી પણ ઉત્પન્ન થઇ આવતી. આવા વિચારમાં ને વિચારમાં તે મોડી રાત સુધી ઉંઘી નહિ. તેણે પોતાના ધણીને પણ જાગતો જોયો. નથુએ પૂછ્યું:-"કેમ? તું પણ જાગે છે કે?"

સ્ત્રીએ કહ્યું:-"હા તમે બંને જણાએ બધી રોટલી ખલાસ કરી છે. તેથી હવે કાલે શું કરીશું તેના વિચારમાં હું પડી છું. હું ધારૂં છું કે કાલે પાડોશીને ત્યાંથી રોટલી ઉછીની લાવવી પડશે તે સિવાય બીજો રસ્તો નથી."

નથુએ કહ્યું:—"જ્યાં સુધી આપણે જીવીએ છીએ ત્યાં સુધીની આપણી ફિકર તે પરમ દયાળુ પિતાનેજ છે. 'કીડીને કણ અને હાથીને મણ.' એમ સૌ સૌની જરૂરીઆત પ્રમાણે તે આપે છે. તો તારી અને મારી ચિંતા શું કામની?"

સ્ત્રી આ સાંભળી શાંત થઇ અને થોડી વાર પછી પુછવા લાગી:—"આ દેવદૂત ભલો માણસ દેખાય છે. પરંતુ એ પોતાના વિષેની હકીકત કેમ આપણને જણાવતો નથી?"

નથુએ કહ્યું:—"એ નહિ જણાવી શકે એવી સ્થિતિમાં હશે. એટલે આપણે જાણવાની શી જરૂર છે?"

સ્ત્રીએ કહ્યું:-"એ તો ઠીક. પરંતુ આપણે બીજાઓને આપણી સ્થિતિ પ્રમાણે મદદ આપીએ છીએ. ત્યારે આપણને કેમ કોઇ આપતું નથી?"

નથુને આ પ્રશ્નનો જવાબ શું આપવો, એ સૂઝયું નહિ. તેથી કહ્યું:-"બસ હવે વાતો બંધ કર, અને સુઇ જા. મને ઉંઘ આવે છે." એમ કહી નથુ બોલતો બંધ પડયો; અને થોડી વારમાં સૌ નિદ્રાવશ થયાં.

---

# પ્રકરણ ૫ મું.



થુ સવારના પહોરમાં જલદી ઉઠયો. તેની સ્ત્રી પાડોશીને ત્યાંથી ઉછીની રોટલી લેવા ગઇ. દેવદૂત ઉઠીને મ્હોં વગેરે ધોઇ બાંકડા ઉપર બેઠો હતો. તેનો ચહેરો આજે ઘણોજ તેજવાન લાગતો હતો. નથુએ પૂછ્યું:–"વહાલા ભાઈ દેવદૂત, આપણાં પેટ ખાવાનું માંગશે અને શરીર પહેરવાનાં કપડાં માંગશે. માટે તમારે તે સાધનો મેળવવા કામ કરવું પડશે. તમો શું કામ કરી શકો એમ છો ?"

"હું કંઇ પણ જાણતો નથી." દેવદૂતે કહ્યું.

નથુ અજાયબ થયો. પણ કહ્યું, કે "તમો કંઇ જાણતા નથી એ ઠીક, પરંતુ મનુષ્ય પોતાની દૃઢ ઇચ્છાથી બધું શીખી શકે છે."

"બીજા કરે છે તેમ હું પણ કરીશ." દેવદૂતે કહ્યું.

"ભાઇ દેવદૂત, તું તારી કોઇ પણ હકીકત કહેતો નથી એ તારી મરજી. પરંતુ તારી જાત નિભાવવા માટે—તારી જીંદગીનાં સાધન મેળવવા માટે–તારે કમાવું જોઇશે. હું જેમ બતાવીશ એમ તું કામ કરશે તો હું તને મારે ત્યાંજ રાખીશ."

"ઇશ્વર તમને તેનો બદલો આપશે. હું કામ કરીશ. મારે શું કરવું તે મને બતાવો."

નથુએ દોરી લીધી અને પોતાની આંગળી વચ્ચે રાખી તેને મીણ કેમ લગાડવું તે બતાવ્યું. દેવદૂત અત્યંત ચાલાક માણસ હતો. કોઇ પણ કાર્ય તેને એક વખત બતાવ્યું કે તે તરતજ ધ્યાનમાં

કામ શીખી જતો હતો. નથુએ તેને જોડાનાં તળીઆં કેમ સીવવાં, ચુંકો કેમ મારવી, વગેરે બતાવ્યું. અને દેવદૂત તે તરતજ શિખી ગયો. ત્રણ દિવસમાં તો એક હુશીઆર મોચીની સાથે હરિફાઇ કરી શકે એટલું તેને આવડી ગયું. નથુ તેની ચાલાકી જોઇ અત્યંત રાજી થયો.

હવે દેવદૂત આરામ લીધા સિવાય અત્યંત ઉલટથી કામ કરવા લાગ્યો. એને ખાવાનું પણ તદન થોડુંજ જોઇતું હતું. જ્યારે કામ ખલાસ થતું, ત્યારે તે તદન શાંત થઇ બેસતો અને આકાશ તરફ જોયા કરતો. તે કવચિતજ ઘરમાંથી બહાર રસ્તા ઉપર નીકળ્યો હશે. જરૂર હોય તેનાથી કદી વધુ વાત કરી નથી. કદી હસ્યો પણ નથી. કે કદી કોઇની મશ્કરી કરી નથી. નથુ અને તેની સ્ત્રીએ ફક્ત એકજ વખત તેને હસતો જોયો હતો. અને તે જ્યારે પહેલવહેલે દિવસે નથુ સાથે રાતના આવ્યો અને તેની સ્ત્રીએ જ્યારે પ્રથમ ખાવાનું આપ્યું ત્યારેજ.

---

## પ્રકરણ ૬ ઠું.




વસ ઉપર દિવસ, અઠવાડીઆં ઉપર અઠવાડીઆં એમ પસાર થવા લાગ્યાં. અને દેવદૂત નથુને ત્યાંજ રહેતો, ખાતો અને કામ કરતો. દેવદૂતના આવ્યા પછી નથુના કાર્યની ખ્યાતિ શહેર બહાર પણ પ્રસરવા લાગી. લોકો વાત કરવા લાગ્યા કે નથુ મોચીના જેવા જોડા બીજું કોઇ બનાવી શકે એમ નથી. કામ ઘણુંજ મજબૂત ટકાઉ અને ચોકખું થાય છે. અને એને લીધે પાડોશના

શહેર ગામડામાંથી પણ નથુને પગરખાં વગેરે બનાવવાની વરધી દિન પ્રતિદિન વધુને વધુ મળવા લાગી.

એક દિવસ નથુ અને દેવદૂત પોતાના કામમાં બેઠા હતા. ત્યાં આગળ એક ગાડું આવીને ઉભું રહ્યું. તેમણે બારીમાંથી બહાર જોયું તો ગાડું પોતાનાજ ઘર આગળ ઉભું રહેતું જોયું. ગાડામાંથી એક માણસ નીચે ઉતર્યો એટલે ભારે કપડાં પહેરેલ એક શેઠીઓ બહાર નીકળ્યો. નથુ બારણું ઉઘાડી સામો ઉતાવળથી ગયો. અને તે શેઠીઓ નીચો વળી બારણામાં પેઠો. પોતે શરીરે હૃષ્ટપુષ્ટ હતો. બાંકડા ઉપર બેઠો. અને પૂછયું:-"દુકાનનો ધણી કોણ છે?"

નથુ આવકાર સહિત બોલ્યો:-"હું છું; મહેરબાન, કાંઇ હુકમ?"

શેઠીઆએ પોતાના નોકરને બોલાવ્યો અને ગાડીમાંથી ચામડું લઈ આવવાની આજ્ઞા કરી. નોકર તે લઇ આવ્યો. અને શેઠીએ તે છોડી નથુને આપ્યું, અને કહ્યું:-"આ ચામડું તેં જોયું? તું સમજે છે કે એ કઇ જાતનું ચામડું છે?"

નથુએ કહ્યું:—સાહેબ, બહુજ સુંદર ચામડું છે."

શેઠીઆએ કહ્યું:—"તારી જીંદગીમાં પણ આવું ચામડું તેં જોયું નહિ હોય. એ બહુજ કીમતી છે. હવે આમાંથી તું મારે માટે જોડા બનાવી શકશે?"

નથુએ કહ્યું:-"હા સાહેબ."

શેઠીઓ બોલ્યો:-આટલું તારે ખાસ યાદ રાખવાનું છે કે તું કેવા સરસ ચામડામાંથી અને કોને સારૂ જોડા બનાવવાનો છે. તારે એવા સરસ જોડા બનાવવા પડશે કે તે એક વરસ સુધી ઘાટ બદલાયા સિવાય ચાલે. તારાથી એવી રીતે બનતું હોય તોજ ચામડું કાપજે; નહિ તો રહેવા દેજે. હું બીજી જગ્યાએ આપીશ. જો એક

વરસની મુદતમાં જોડા ફાટી ગયા, કે આકાર બદલાયો તો હું તને જેલમાં મોકલાશ. એ ધ્યાનમાં રાખીને જોડા બનાવવાનું માથે લેજે. અને જો એક વરસ સુધી આકાર બદલાયા વિના ચાલશે તો તેને માટે તને બમણું દામ આપીશ."

નથુ તો આથી ગભરાઇ ગયો. તે દેવદૂત પાસે જઇ કાનમાં કહેવા લાગ્યો કે " કેમ, આ કામ લઇએને ? "

દેવદૂતે હા પાડી એટલે નથુએ શેઠીઆને કહ્યું:–"તમારી શરત મુજબ જોડા બનાવી શકીશ." શેઠીએ પગનું માપ લેવાનું કહ્યું. નથુ માપ લેતો હતો એટલામાં તે શેઠીઆએ દેવદૂત બણી નજર નાંખી પૂછયું:–'આ કોણ છે?' નથુએ જણાવ્યું, કે " મારો નોકર છે. " શેઠીએ કહ્યું, કે "એવા સરસ જોડા બનાવજે કે એક વરસ સુધી ચાલે."

દેવદૂતે સાંભળ્યા કર્યું. તેની નજર શેઠીઆની ઉપર હતી. અને કેટલીક વખત તે તેના માથાની ઉપર ઉંચે જોયાં કરતો હતો. કેટલોક વખત એમ જોયા પછી તે હસી પડયો. અને તેનો આખો ચહેરો પ્રકાશમાન જણાવા લાગ્યો.

શેઠીએ દેવદૂતને કહ્યું:–"તું શું હસે છે? કંઇ જંગલી જેવો લાગે છે. એટનું બરોબર ધ્યાન રાખજે કે વખતસર જોડા તૈયાર કરવાના છે."

દેવદૂતે કહ્યું:–"આપને જ્યારે જોઇએ ત્યારે હું હાજર કરીશ."

શેઠીઆએ બીજી આપના જેવી સૂચના આપી અને પછી પોતાના ગાડામાં બેસી ત્યાંથી વિદાય થયો.

---

## પ્રકરણ ૭ મું.



થુએ દેવદૂતને જણાવ્યું, કે "જો આપણે આ કામ હાથમાં લીધું છે, પરંતુ એવા સરસ જોડા બનાવવા જોઇએ કે આપણે કાંઇ હરકતમાં આવી ન પડીએ. આ ચામડું ઘણુંજ ઉત્તમ છે. અને શેઠીઓ ઘણોજ કડક મગજનો લાગે છે. કોઇ પણ જાતની ભૂલ ન થાય એને માટે અત્યંત કાળજી રાખવાની છે. તું મારા કરતાં વિશેષ હુશીઆર છે માટે એ કામ તુંજ હાથમાં લે."

દેવદૂતે સરસ જોડા બનાવવાનું કામ પોતાના ઉપર લીધું; અને ચામડું લઈ તેને નરમ બનાવવા લાગ્યો. પછી તેને કાપવાનું શરૂ કીધું. નથુની સ્ત્રી તેની પાસે આવીને બેઠી, અને દેવદૂત શું કરે છે તે જોવા લાગી. અને અજાયબ થઇ કે દેવદૂત કેવી રીતે કાપે છે! કારણકે નથુની સ્ત્રીને પણ તે કામનો કંઇક મહાવરો હતો. તે જોઇ શકી કે દેવદૂતે તે જોડાને માટે ચામડું કાપવાનું મૂકી સપાટ બનાવવાના કકડા કાપ્યા. છતાં તેણે વિચાર કર્યો કે કદાચ મરદના જોડા કેવી રીતે બનાવવા તેની મને ખબર ન હશે. દેવદૂત અમારા બધા કરતાં હુશીઆર છે માટે જેમ એની મરજીમાં આવે તેમ કરવા દેવું.

હવે દેવદૂત સપાટને માટે ચામડું કાપી રહ્યો. અને એકવડા દોરાથી તે સીવવા લાગ્યો. નથુની સ્ત્રી ફરી અજાયબ થઈ કારણ કે તે જાણતી હતી કે જોડા બનાવવા માટે તો બેવડો દોરો વાપરવો પડે છે. પરંતુ હજી પણ તે ચૂપ બેસી રહીને દેવદૂત શું કરે છે ને

જોવા લાગી. થોડીવાર પછી નથુ આવ્યો અને તેણે જોયું કે તે શેઠીઆના ચામડામાંથી જોડા બનાવવાનું મૂકી દેવદૂત સપાટ બનાવે છે!

નથુ એકદમ દીલગીર થઈ ગયો અને વિચાર્યું કે દેવદૂત એક વર્ષ થયા કામ કરે છે અને કોઇ દિવસ કાંઇ પણ ભૂલ કરી નથી અને આજે આ શું કરે છે? તે શેઠીઆએ જોડા બનાવવાનું કહ્યું છે ને આ તો સપાટ બનાવે છે. હવે તો એણે ચામડું પણ કાપીને બગાડયું છે! અને હું તે શેઠીઆને શું જવાબ દઇશ? એમ મોટી ફીકરમાં પડયો. કારણ કે એવું ચામડું બીજી જગ્યાએથી મળી શકે એમ પણ ન હતું.

અત્યંત શોકાતુર થઈ તેણે દેવદૂતને કહ્યું:-"મારા દોસ્તદાર, આ તેં શું કર્યું? તેં મારા સર્વસ્વનો હવે નાશ કર્યો છે. તે શેઠીઆએ જોડા બનાવવાનો હુકમ આપ્યો છે અને તેં તો સપાટ બનાવ્યા. હવે હું શું કરીશ? તે શેઠીઓ કોઇ મોટો પુરૂષ છે; અને તે મને કેદમાં નાંખશે. મારાં બાયડી છોકરાંનું શું થશે?..."

નથુ આમ વાતચિત કરે છે એટલામાંજ બારણે કોઇનો અવાજ સંભળાયો. બારીમાંથી નથુએ બહાર જોયું. તો કોઇ ઘોડા ઉપરથી ઉતરીદુકાનમાં આવે છે. તેણે જઇ બારણું ઉઘાડયું તો તેજ શેઠીઆનો નોકર આવ્યો. તે કહેવા લાગ્યો કે-"મારી શેઠાણીએ જોડા વિષે કંઇ સૂચના કરવા મને મોકલ્યો છે."

નથુએ પૂછ્યું:—"શું છે?"

નોકરે કહ્યું:—"શેઠ તે દિવસે આવ્યા હતા, તેને માટે જોડા બનાવવાના હતા. પરંતુ તે એકાએક ગુજરી ગયા છે."

નથુએ કહ્યું:—"એવું તું શું બોલે છે?"

નોકરે કહ્યું:—"શેઠ ગાડીમાં બેસી તારે ઘેરથી ગયા કે રસ્તામાંજ ગાંડામાં તેઓ એકાએક ગુજરી ગયા. ગાડું ઘર આગળ પહોંચ્યું, ત્યારે હું પાસે ગયો અને જોઉં છું તો શેઠ ચત્તાપાટ પડેલા અને શ્વાસ પણ બંધ થઇ ગયેલો ! અમોએ ગાડામાંથી નીચે ઉતાર્યા. પરંતુ તેમનામાં જીવ નહોતો. આ આશ્ચર્યકારક તેમજ ખેદકારક બનાવ છે. મારી શેઠાણીએ તરતજ મને કહ્યું કે 'મોચીને ત્યાં પાછો જા. અને જોડા બનાવવાનો હુકમ આપ્યો છે તેને બદલે તેજ ચામડામાંથી શબને વાસ્તે સપાટ બનાવવાનું કહી આવ, અને જ્યાં સુધી તે તૈયાર થાય ત્યાં સુધી થોભજે. અને તારી સાથેજ લઈ આવજે, આથી હું તમારી પાસે કહેવા આવ્યો છું." દેવદૂતે સપાટ તૈયારજ કરી રાખી હતી. તેને સાફ કરીને બીજા ચામડાના ટુકડા વધેલા હતા તે એકઠા કરી એક બેંગી બનાવી. સપાટ અને તે બેંગી તે નોકરને હવાલે કરી દીધાં. નોકર તેમને પૈસા ચૂકવી આપી ત્યાંથી ચાલી નીકળ્યો.

---

## પ્રકરણ ૮ મું.



ક વર્ષ પૂરું થયું. બે પૂરાં થયાં અને દેવદૂતને નથુએ ત્યાં રહેવાને હવે પાંચ વર્ષ થઇ ગયાં, દેવદૂત અગાઉની માફકજ રહેતો હતો. તે કદી બહાર ગયો નથી. કદી બીનજરૂરી વાત કરી નથી. અને સઘળા વખતમાં ફક્ત બેજ વાર હસ્યો છે. પહેલી વાર—જ્યારે તે નથુને ઘેર આવ્યો અને નથુની સ્ત્રીએ તેને ખાવાનું આપ્યું ત્યારે; બીજી વાર—જ્યારે તે શેઠીઓ દુકાનમાં આવીને બેઠો હતો ત્યારે. નથુ દેવદત્તના

કાર્યથી એટલો બધો આનંદ પામ્યો હતો કે તેને ફક્ત એટલીજ ચિંતા હતી કે દેવદૂત તેની પાસેથી ચાલ્યો ન જાય. નથુએ તેને કદી પૂછ્યું નહિં કે તું કયાંથી આવે છે ?

એક દિવસ તેઓ ઘરમાં બેઠા હતા. નથુની સ્ત્રી ઘરકામમાં હતી અને છોકરાંઓ બહાર રમતાં હતાં. નથુ પોતાનાં હથીઆર ઘસતો હતો અને દેવદૂત સીવવાનાં કામમાં ગુંથાયલો હતો. તેવામાં નથુનો એક છોકરો બહારથી દોડતો આવી દેવદૂતને વળગી કહેવા લાગ્યોઃ-"કાકા, જૂઓ, બહાર એક વેપારીની સ્ત્રી આવે છે અને તેની સાથે બે છોકરીઓ છે. તેમાંથી એક બિચારી લુલી છે."

છોકરાએ આ કહ્યું કે દેવદૂતે તરતજ પોતાનું કામ પડતું મેલ્યું અને બારીમાંથી આતુરતાથી જોવા લાગ્યો. નથુ આશ્ચર્ય પામ્યો. કારણ કે દેવદુત કદી પણ પોતાનું કામ છોડી કંઇ પણ જોવા ઉઠતો નહતો.

તે સ્ત્રી નથુને ત્યાંજ આવતી જણાઈ. દરવાજો ઉઘાડી તે અંદર આવી બંને છોકરીઓ માની પાસે પાસે બેઠી. એક છોકરી લુલી હતી. તેઓને સ્વચ્છ કપડાં પહેરાવેલાં હતાં. નથુએ આવકાર આપી બાંકડા પર બેસાડયાં. તે સ્ત્રીએ કહ્યું કે—"આ બંને છોકરીઓ માટે જોડા બનાવવાના છે. તમો બનાવી શકશો ?"

નથુએ કહ્યુંઃ-"ઘણી સારી વાત. મેં કોઇ દિવસ બનાવ્યા નથી. પણ આ મારો માણુસ છે તે બનાવી શકશે. માટે એને આપો."

નથુ દેવદૂતના તરફ જોવા લાગ્યો. દેવદૂત પોતાનું કામ એક બાજુએ પડતું મૂકી બંને છોકરીઓ તરફ તાકી તાકીને જોયા કરતો હતો. નથુ આથી આશ્ચર્ય પામ્યો. બંને નાની છોકરીઓ ઘણીજ સુંદર હતી છતાં પણ નથુ સમજી શક્યો નહિ કે દેવદૂત આટલું બધું તાકી તાકીને છોડીઓને શામાટે જૂએ છે ? નથુએ તે બંને

છોકરીઓનાં માપાં લીધાં. સ્ત્રીએ કહ્યું કેઃ—"છોકરીનો એક પગ વાંકો છે. માટે એક જોડો બીજાથી ન્હાનો કરવાનો છે. અને ત્રણ સરખાંજ કરવાના છે. કારણ કે બંને છોકરીના પગ સરખાજ છે. તેઓ જોડે જન્મેલાં બચ્ચાંઓ છે."

નથુએ માપ લીધા બાદ સ્ત્રીને પૂછ્યું કે—"આ છોકરીનો પગ લુલો શાથી થયો? શું જન્મથીજ તે એવો હતો?"

તે સ્ત્રીએ કહ્યુંઃ—" ના. એની માથી ભાંગી ગયો હતો."

નથુની સ્ત્રી પણ એજ વાતમાં ભળી અને તેણે પૂછ્યુંઃ—

" ત્યારે તમે એમનાં મા નથી?"

તે સ્ત્રીએ જવાબ આપ્યોઃ—" ના. બહેન, હું એની મા નથી. તેમજ કંઇ સગી પણ નથી. એ છોકરાંઓ મને તદન અજાણ્યાં હતાં. મેં તેમને દત્તક લીધાં છે."

" ત્યારે તે તમારાં છોકરાં નથી છતાં તમે એને એટલાં બધાં ચાહો છો?"

" હું એમને ચાહ્યા વિના કેમ રહું? મેં મારૂં દુધ પાઇને એમને ઉછેર્યાં છે, મારૂં એક પોતાનું છોકરૂં પણ હતું. પરંતુ તેને ઇશ્વરે પાછું લઇ લીધું."

" ત્યારે આ છોકરાં ખરી રીતે કોનાં છે?"

---

## પ્રકરણ ૯ મું.



સ્ત્રીએ પછી બન્ને છોકરાંની વાત કરવા માંડીઃ " સાત વર્ષ ઉપર આ છોકરાંઓ એકજ અઠવાડીઆમાં માબાપ વગરનાં થઈ ગયાં. એમના પિતાનો અગ્નિદાહ મંગળવારે થયો હતો. અને માનો શુક્રવારે થયો હતો. એમનો

જન્મ એમના પિતા ગુજરી જવા પછી ત્રણ દિવસે થયો હતો. અને આ એકજ દિવસ જીવતી રહી હતી.

" તે વખતે હું મારા પતિ સાથે તેજ ગામમાં રહેતી હતી. એમનું ઘર અમારા ઘરની નજીકમાંજ હતું. એમનો બાપ ગરીબ સ્થિતિનો હતો. અને જંગલમાં લાકડાં કાપવાનું કામ કરતો હતો. એક દિવસે તે એક ઝાડ કાપતો હતો, તે વખતે એકાએક તે ઝાડ તેના ઉપર પડ્યું, અને તે છુંદાઇને મરી ગયો. જંગલમાંથી ઘેર લાવતાં સુધી પણ તે જીવ્યો નહિ. "

જે અઠવાડીઆમાં તે ગુજરી ગયો તેજ અઠવાડીઆમાં તેની સ્ત્રીએ એક સાથે બે બચ્ચાંને જન્મ આપ્યો. તે ગરીબ બિચારી સ્ત્રી કોઇના પણ આધાર વગરની થઇ ગઇ હતી. જે દિવસે તેણે છોકરાંને જન્મ આપ્યો તેજ દિવસે હું તેને જોવા ગઇ; અને તેનું શરીર મને એકદમ ઠંડું લાગ્યું. તે બિચારી મરવાની અણીપર હતી. દુઃખને લીધે કદાચ તે પથારીમાં આમ તેમ પાસું બદલતી હશે તેમાં આ છોકરીનો કુમળો પગ છુંદાઇ ગયો હશે. પાડોશીઓ તરતજ ત્યાં આવ્યા. અને શરીરને ધોયું. અને મૃતક દેહને વાસ્તે બીજી સર્વ તૈયારીઓ તેમણે કરી અને તે સ્ત્રીને અગ્નિદાહ દીધો.

"પડોશીઓ સર્વ ભલાં માણસ હતાં તેમણે હવે વિચાર્યું કે આ કોમળ બાળકોનું શું કરવું ? સર્વ લોકોએ એકઠા થઇ વિચાર્યું કે છોકરાં હાલ તુરત તો મને સોંપવાં કારણ કે તે વખતે મને એક નાનું છોકરૂં હતું, એટલે હું દુધ આપી શકતી હતી. પછી શું કરવું તે સર્વ લોકોએ મળી વિચાર કરવાનું રાખ્યું. મેં બન્ને છોકરાંઓને દુધ આપ્યું; અને ત્રીજું મારૂં હતું તેને પણ. હું તે વખતે યુવાન અને મજબુત હતી, અને સારો ખોરાક લેતી હતી.

એથી પરમાત્માએ મને એટલું બધું દુધ આપ્યું કે હું ત્રણે છોકરાંને ઉછેરી શકી.

" પરંતુ મારૂં છોકરૂં બે વર્ષની ઉમ્મરનું થઇને ગુજરી ગયું. અને ત્યાર પછી ઇશ્વરે મને બીજું છોકરૂં આપ્યું નથી. પડોશી લોકોએ પણ પાછળથી વિચાર કરી ઠરાવ્યું કે એ છોકરાંને હમેશ મારેજ રાખવાં. હવે એ મારાં છોકરાંઓને ચાહ્યા સિવાય હું કેવી રીતે રહું ? જેવી રીતે મીણબત્તીને જેટલું મીણ છે તેવી રીતે આ છોકરીઓ મને છે. " ત્યાર પછી તેણે લુલી છોકરીને પોતાની પાસે લીધી અને આંખમાંના આંસુ લુછી નાંખ્યા.

આ વાત સાંભળી નથુની સ્ત્રીને તે છોકરાંઓ પ્રત્યે અત્યંત દયા ઉપજી. અને તે કહેવા લાગી:–" બહેન, એક કહેવત છે તે ખોટી નથી, કે માબાપ સિવાય બીજાં પણ ચાહી શકે છે પરંતુ જીવાડવું તો ઇશ્વરનાજ હાથમાં છે. "

આ રીતે જ્યારે તેઓ વાત કરતાં હતાં ત્યારે એકાએક જાણે દેવદૂત બેઠો છે તે ખૂણામાંથી આવતા પ્રકાશથી ઓરડો પ્રકાશમય થઇ ગયો. તેઓ બધાં દેવદૂત તરફ જોવા લાગ્યાં. અને દેવદૂત પોતાના બે હાથ જોડી ઉંચું જોઇ હસ્યા કરતો હતો.

---

## પ્રકરણ ૧૦ મું.




સ્ત્રી છોકરાંઓને સાથે લઇ ચાલી ગઈ. દેવદૂત પોતાના બાંકડા ઉપરથી ઉભો થયો, પોતાનું કામ એક બાજુએ છોડી દીધું. નથુ અને તેની સ્ત્રીને તેણે વાંકા વળી નમન કર્યું; અને બોલ્યો:–" હવે હું આપની પાસેથી રજા માગું છું. ઇશ્વરે મને હવે માફી આપી છે. મેં કંઇ પણ ખોટું

કર્યું હોય તો આપ પણ મને માફી આપશો. " અને તેઓ બંનેએ જોયું કે દેવદૂતના શરીરમાંથી પ્રકાશ નીકળતો હતો.

નથુ તુરતજ ઉભો થયો, દેવદૂતને નમન કર્યું અને બોલ્યોઃ " ભાઇ દેવદૂત, હું જોઉં છું કે આપ કંઇ સાધારણ માણસ નથી. આપને હું રહેવાની ફરજ પાડતો નથી યા કંઇ સવાલ પૂછતો નથી. છતાં એટલું તો ફકત મને કહોજ કે જ્યારે હું આપને મળ્યો અને મારે ઘેર બોલાવી લાવ્યો ત્યારે દિલગીર હતા. અને મારી સ્ત્રીએ ખાવાનું આપ્યું ત્યારે હસી પડયા; અને આપ તેજસ્વી દેખાવા લાગ્યા. વળી પાછું જ્યારે તે શેઠીઓ આવ્યો ત્યારે પણ આપ બીજી વખંત હસ્યા અને વધુ પ્રકાશમાન દેખાવા લાગ્યા. અને હવે જ્યારે આ સ્ત્રી નાની છોકરીઓને લઇને આવી ત્યારે ત્રીજી વખત શામાટે હસ્યા? અને હવે આટલા બધા તેજસ્વી કેમ લાગો છે? ભાઇ દેવદૂત, આપ મને કહો કે આપનામાંથી આટલું બધું તેજ કેમ પ્રકાશે છે? અને આપ શામાટે ત્રણ વાર હસ્યા? "

દેવદૂતે કહ્યું:–"હાલમાં મારામાંથી તેજ પ્રકાશે છે તેનું કારણ એટલુંજ કે મને જે શિક્ષા થઇ હતી તેની હવે ઇશ્વરે મને માફી બક્ષી છે. અને હું ત્રણ વખત એટલા માટે હસ્યો કે ઇશ્વરના ત્રણ શબ્દો મારે શીખવા જોઇએ, એવી આજ્ઞા મને થઇ હતી. અને હવે એ ત્રણ શબ્દો હું જાણું છું. પહેલો શબ્દ જ્યારે આપની સ્ત્રીએ મારા પર દયા કરી ત્યારે હું શિખ્યો; અને તેથી તે વખતે પહેલી વાર હસ્યો. બીજો શબ્દ જ્યારે પેલો પૈસાદાર શેઠીઓ જોડા બનાવવાનો હુકમ આપી ગયો ત્યારે હું શિખ્યો. અને તેથી બીજી વાર હસ્યો. અને હવે જ્યારે મેં આ છોડીઓને જોઇ ત્યારે ત્રીજો શબ્દ શિખ્યો. અને તે છેલ્લો હતો. અને તેથી ત્રીજી વખતે હસ્યો."

નથુએ પૂછ્યું:–"ભાઇ દેવદૂત, ઇશ્વરે તને શામાટે શિક્ષા કરી ? અને ત્રણ શબ્દો તે કયા છે ? તે કહો તો હું પણ તે જાણી કંઇક તેમાંથી શિખી શકું. "

દેવદૂતે કહ્યું:–" ઇશ્વરે મને સજા એટલા માટે કરી કે હું તેની આજ્ઞા વિરૂદ્ધ ચાલ્યો. હું સ્વર્ગમાંનો ફીરેસ્તો હતો. અને હું ઇશ્વરની આજ્ઞા વિરૂદ્ધ ચાલ્યો હતો. હું જે વખતે સ્વર્ગમાં ફીરેસ્તો હતો તે વખતે ઇશ્વરે મને એક સ્ત્રીનો આત્મા લઇ આવવાની આજ્ઞા કરી. હું પૃથ્વી પર આવ્યો, અને તે સ્ત્રી પાસે ગયો. તે એકલી અને માંદી હતી- તે બિચારીએ તરતજ બે નાની છોકરીઓને જન્મ આપ્યો હતો. બંને છોકરીઓ અત્યંત દયામણી રીતે રોતી હતી. મા તો એટલી નબળી હતી કે તે બિચારી પોતાનાં બચ્ચાંઓને લઇ ધવડાવી શકતી નહોતી. તેણે મને જોયો અને તરતજ તે સમજી ગઈ કે ઇશ્વરે મને તેનો પ્રાણ લેવા મોકલ્યો છે. તેથી તે અત્યંત રોઇને કહેવા લાગી:

" ઇશ્વરના ફીરેસ્તા, મારો ધણી એક બે દિવસ ઉપરજ ગુજરી ગયો છે. જંગલમાં એક ઝાડ તેમના ઉપર પડયું અને તરતજ તેમના પ્રાણ ગયા. મારે મા નથી. માશી નથી કે બહેન નથી. કે તે આ છોકરાંની સંભાળ લે. માટે મારો આત્મા તું ન લે. મારાં છોકરાંને ઉછેરી મોટાં કરવા દે. અને આ સંસારમાં તેઓ પોતાની જીંદગી શરૂ કરી દે એવી સ્થિતિમાં આવવા દે. આ ગરીબ છોકરાંઓ માબાપ વિના કેવી રીતે જીવી શકશે ?' એમ કહી તે સ્ત્રીએ એક છોકરીને તેની છાતી ઉપર મૂકાવી અને બીજીને બીજા હાથમાં આપી. અને હું સ્વર્ગ તરફ પાછો ફર્યો.

ઇશ્વરની પાસે જઇ મેં કહ્યું કે–'હું તે સ્ત્રીનો પ્રાણ લઇ આવી

શક્યો નથી. તેનો ધણી જંગલમાં એકાએક ગુજરી ગયો અને તેને બે જોડે જન્મેલાં બચ્ચાં છે. આથી તેનો આત્મા હાલમાં ન લેશો એમ તે વિનંતિ કરે છે. અને કહે છે કે મને છોકરાંને ઉછેરીને મોટાં કરવા દે. માબાપ સિવાય તે કેવી રીતે જીવી શકે? આ જોઇ મારાથી તેના પ્રાણને લઇ શકાયો નહિ.'

ઇશ્વરે કહ્યું:–' તું તરતજ પાછો ચાલ્યો જા. અને તે સ્ત્રીનો પ્રાણ લઇ આવ. તારે હજુ ત્રણ શબ્દો શિખવાના છે: (૧) મનુષ્યમાં શું સમાયલું છે? (૨) મનુષ્યને શું બક્ષવામાં આવ્યું નથી? (૩) અને મનુષ્યો શાથી જીવી શકે છે? જ્યારે તું આ શબ્દો શિખી રહે ત્યારેજ–ત્યાર પછીજ–તું સ્વર્ગમાં આવજે." હું પૃથ્વી પર તરતજ ચાલ્યો આવ્યો. અને મેં તે સ્ત્રીના પ્રાણ લીધા. બચ્ચાંઓ માની છાતીએથી છૂટાં પડયાં.

હું તે સ્ત્રીના આત્માને લઇ ઇશ્વર પાસે જવા ઉંચો ચઢયો. પરંતુ ભારે પવન ફુંકાતો હોવાથી મારાથી ઉંચે ચઢી શકાયું નહિ. મારી પાંખો તૂટી પડી. તે સ્ત્રીનો આત્મા મારી પાસેથી છટકીને એકલોજ ઇશ્વર પાસે ચાલ્યો ગયો. અને હું, આપે જે દેવળની સામે રસ્તાની બાજુએ પડેલો મને જોયો ત્યાં, નગ્નાવસ્થામાં પડયો.

---

## પ્રકરણ ૧૧મું.



વે નથુ અને તેની સ્ત્રી જોઇ શકયાં કે તેમણે કેવા મનુષ્યને પોતાના ઘરમાં રાખ્યો હતો. અને કેવા મનુષ્યની સાથે તેઓ રહેતાં હતાં. થોડો વખત થયા પછી દેવદૂતે કહ્યું:–" હું તે ગલીમાં દેવળ પાસે નગ્નાવસ્થામાં પડયો હતો. સંસારમાં મનુષ્ય પ્રાણીઓને શેની શેની જરૂર છે? દરિદ્રતા અને ભૂખ, ઠંડી અને ગરમી એ શું છે? તે અને ટુંકામાં મનુષ્ય પ્રાણીને શું શું આવશ્યકતા છે તેની મને કંઇજ સમજણ નહોતી. અને તમારી સાથે રહ્યાથી હવે હું મનુષ્ય થયો છું. દેવળ નજીક હું અત્યંત ઠંડીથી અકળાઇ ગયો હતો. પરંતુ મને ખબર નહોતી કે મારે શું કરવું? હું દેવળમાં જવાનો ઇરાદો રાખતો હતો. પરંતુ દરવાજાને તાળું હોવાથી હું અંદર જઈ શકયો નહિ. તેથી હું આખરે દેવળની ભીંતની નજીક બેસી ગયો.

" સાંજ પડી ગઇ અને મને ઠંડી તથા ભૂખ લાગવા માંડી. એવામાં એકાએક મેં રસ્તાની બાજુએ એક માણસને આવતાં જોયો. તે આપજ હતા. હું પૃથ્વી પર મનુષ્ય થઇને પડયા પછી કોઇપણ માણસને મેં પ્રથમ જોયો હોય તો તે આપજ હતા. પ્રથમ તો આપનો ચહેરો જોઇ મને અત્યંત ભય ઉત્પન્ન થયો અને હું પાછળ ફરીને બેઠો. આપ આપની સાથેજ વાત કરતા હતા કે આવી સખત ઠંડીમાંથી કેવી રીતે બચવું, સ્ત્રી અને છોકરાંઓ સારૂ ખાવાનું કેવી રીતે મેળવવું? આ સર્વ હું સાંભળતો હતો. અને મેં વિચાર્યું કે હું પણ ઠંડી અને ભૂખથી અત્યંત પીડાઉં છું. આપે મને જોયો અને આપને ધાસ્તી ઉત્પન્ન થઇ; ને થોડી વાર વિચાર કરી આપે ચાલવા માંડયું. આ જોઇ હું અત્યંત નિરાશ થઇ ગયો.

એવામાં એકાએકજ આપ મારી તરફ પાછા વળ્યા અને મારી નજીક આવ્યા. પ્રથમ તો આપનો ચહેરો ઘણોજ શાંત દેખાતો હતો. અને આપના અંતઃકરણમાં ઇશ્વર અને દયાનો વાસ છે એમ હું જોઇ શક્યો. આપે મને કપડાં પહેરાવ્યાં. અને મને આપને ઘેર લઇ આવ્યા. અહીં આગળ મેં આપની સ્ત્રીને પ્રથમ જોઇ ત્યારે તો તે આપના કરતાં પણ મને અત્યંત ભયંકર લાગી. તેની ઇચ્છા મને પોતાના ઘરમાંથી બહાર ભયંકર ઠંડીમાં કાઢી મૂકવાની હતી. અને મેં જાણ્યું કે જો તે એમ કરશે તો તેનું મૃત્યુ નજીકજ છે.

"આપે તેને પરમાત્મા વિષે યાદ આપી. અને મનુષ્ય શરીર નાશવંત છે તે પણ જણાવ્યું. તે સાંભળી તેની વૃત્તિ એકદમ બદલાઇ ગઇ. તેણે જ્યારે મને ખાવાનું આપ્યું અને મારા તરફ પ્રેમવૃત્તિથી જોવા લાગી ત્યારે મેં તેના તરફ જોયું. અને તેના ચહેરા પરથી મને દીસ્યું કે તેને માટે મૃત્યુ ઘણું દૂર છે. તેના અંતઃકરણમાં ઇશ્વરનો વાસ છે. તે પણ મેં જોયું. અને ઇશ્વરનો પહેલો શબ્દઃ **'મનુષ્યની અંદર શું રહેલું છે તે તું શિખશે'** એ મને તરતજ યાદ આવ્યો. અને હું સમજ્યો કે **મનુષ્યના હૃદયમાં અપૂર્વ પ્રેમ રહેલો છે** એ જાણીને હું અત્યંત રાજી થયો. પરમાત્માએ મને જે વચન આપ્યું તે તેણે મારી આગળ પ્રકાશિત કર્યું હતું તેથી હું પહેલી વાર હસ્યો. પરંતુ **મનુષ્યને શું નથી આપવામાં આવ્યું? અને મનુષ્યો શાથી જીવે છે?** આ બે બાબત મેં જાણી નહોતી. હું આપની સાથે રહેવા લાગ્યો. આપની સાથે રહેતાં એક વર્ષ થયું કે એક દિવસ એક ગૃહસ્થ આપની દુકાનમાં બૂટ બનાવવાનો હુકમ આપવા આવ્યો. તેણે જોડા બરાબર એક વર્ષ સુધી–આકાર બદલાયા સિવાય–ચાલે એવી જાતની સાથે બૂટ બનાવવાનું કહ્યું.

મેં તે ગૃહસ્થના તરફ જોયું અને એકાએક તેની પછવાડે અંતરીક્ષમાં મેં મારા મિત્ર યમરાજ=( જીવ લેનાર દૂત ) ને જોયા. મારા સિવાય બીજા કોઇએ તેને જોયા નહતા. અને મેં જાણ્યું કે સંધ્યાકાળ પહેલાં આ પૈસાદાર ગૃહસ્થનો પ્રાણ મારા મિત્ર યમરાજ લેશે. અને મેં તેજ વખતે વિચાર કર્યો કે આ ગૃહસ્થ, જોડા વર્ષ દિવસ સુધી પહોંચવા જોઇએ એમ કહેવા માગે છે પરંતુ તે પામર મનુષ્ય જાણતો નથી કે આજે સંધ્યાકાળ અગાઉ તો તેનું મૃત્યુ છે. મને તરતજ ઇશ્વરનો બીજો શબ્દ યાદ આવ્યો: '**મનુષ્યને શું નથી આપવામાં આવ્યું તે તું શિખીશ.**'

મનુષ્યતામાં શું રહેલું છે તેની તો મને ખબર પડીજ હતી. હવે મનુષ્યને શું આપવામાં નથી આવ્યું તે પણ મને સમજાયું. **મનુષ્યને એ જાણવાની શકિત આપવામાં આવી નથી કે તેમના દેહને માટે તેમને શાની જરૂર પડશે.** એ જાણવાથી હું બીજી વખત હસ્યો. મારા મિત્ર યમરાજને જોવાથી હું અત્યંત રાજી થયો હતો; તેમજ પરમાત્માએ મને જણાવેલા બીજા શબ્દ વિષે પણ મારા પર પ્રકાશ પડયો તેથી હું અત્યંત રાજી થયો.

પરંતુ હજુ પણ ઇશ્વરનો ત્રીજો શબ્દ, મનુષ્ય શાથી જીવે છે? એ હું સમજ્યો ન હતો. એ શબ્દનો અર્થ મને પરમાત્મા પ્રકાશિત કરી બતાવે ત્યાં સુધી મેં થોભવાનોજ વિચાર રાખ્યો. અને છઠ્ઠે વર્ષે એ સાથેજ જન્મેલી છોકરીઓને લઇ એક સ્ત્રી દુકાનમાં આવી. મેં તેમને ઓળખ્યાં. અને તે બચ્ચાંઓ કેવી રીતે જીવી શકયાં તે પણ મેં જાણ્યું. હું જ્યારે તે છોકરાંઓની માનો પ્રાણ લેવા ગયો હતો ત્યારે તે સ્ત્રી આજીજીથી કહેતી હતી, કે 'માબાપ સિવાય આ બચ્ચાંઓ કેવી રીતે જીવી શકે?' અને હું પણ એમ માનતો હતો

કે 'માબાપ સિવાય તરતના જન્મેલાં બચ્ચાં જીવી શકે નહિ.' અને છતાં પણ એક તદન અજાણી સ્ત્રીએ તે છોકરાંની સારવાર કરી તેમને ઉછેર્યાં. અને તે સ્ત્રી છોકરીઓના દુર્દૈવ માટે વિલાપ કરી કહેતી હતી કે તે બાળકો તેનાં નથી. છતાં તે બચ્ચાંઓ પ્રત્યે તેનો અનહદ પ્યાર અને માયા મેં જોયાં. અને હું જોઇ શક્યો કે તેના અંતઃકરણમાં ઈશ્વરનો વાસ છે. અને 'મનુષ્યો શાથી જીવી શકે છે.' તે પણ જાણ્યું. પરમાત્માએ ત્રીજા શબ્દનો ભાવાર્થ પણ આમ મને સમજાવ્યો અને મને માફી મળી ગઇ તેથી છેવટે હું ત્રીજીવાર હસ્યો."

---

## પ્રકરણ ૧૨ મું.



હે

વદૂતે આટલી વાત કર્યા પછી તેના શરીર ઉપરથી બધાં કપડાં નીચે પડી ગયાં. અને તેના શરીરમાંથી એટલો બધો પ્રકાશ પડવા લાગ્યો કે તેની સામું પણ જોઇ શકાય નહિ. જ્યારે દેવદૂત બોલતો હતો ત્યારે તેનો અવાજ જાણે ઉંચે સ્વર્ગમાંથી આવતો હોય એમ લાગતું હતું.

હવે દેવદૂત પાછો બોલવા લાગ્યોઃ—"હવે હું શિખ્યો છું કે દરેક મનુષ્ય માત્ર પોતાનીજ સંભાળથી જીવી શકતો નથી, પરંતુ એક બીજા સાથેની પ્યારની લાગણીથી જીવે છે. પોતાના વહાલાં બચ્ચાંઓની જીંદગી વાસ્તે શાનીશાની જરૂર પડશે, તે તેમની માતાને પણ જાણવાની શક્તિ આપેલી નથી. પૈસાદાર ગૃહસ્થને પણ ખબર નથી કે પોતાની જીંદગી વાસ્તે તેને શું શું જોઇએ છે.

કોઇ પણ મનુષ્યને એ જાણવાની શક્તિ આપી નથી, કે પોતાની જીંદગી વાસ્તે તેને શું શું જોઇએ છે! કોઇ પણ મનુષ્યને એ જાણવાની શકિત આપી નથી કે પોતાના જીવિત દેહને માટે તેણે કપડાં ખરીદવાની જરૂર છે, કે સાંજના પોતાના મૃતક દેહને ઓઢાડવા રેશમનાં કપડાંની જરૂર પડશે?

જ્યારે હું મનુષ્ય તરીકે દેવળની પાસે નગ્નાવસ્થામાં પડ્યો હતો ત્યારે હું મારી પોતાની સંભાળથી કંઇ જીવી શક્યો ન હોત. પરંતુ આપ તથા આપની સ્ત્રીએ મારા ઉપર અત્યંત સ્નેહ બતાવ્યો, અને આપના અંતઃકરણમાં પ્યાર અને દયાની લાગણી હતી, તેથીજ આપે મારી સારવાર કરી મને સુખી કર્યો. પેલાં જોડે જન્મેલાં માબાપ વિનાનાં બાળકો શા માટે જીવી શક્યાં? કારણ કે અજાણી સ્ત્રીએ તેમના પર પ્યાર રાખી અત્યંત સ્નેહથી ઉછેર્યાં. આ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ, કે મનુષ્ય માત્ર ફક્ત પોતાનીજ સંભાળથી જીવી શકતાં નથી. પરંતુ જે સ્વાભાવિક પ્યાર એક બીજાનાં અંતરમાં વસી રહેલો છે, તેથીજ જીવી શકે છે.

પ્રથમ હું જાણતો ન હતો કે પરમાત્માએ દરેક મનુષ્યને જીંદગી અર્પણ કરી છે અને તેનીજ ઇચ્છાથી જીવે છે. હવે હું એક બીજી વાત પણ સમજ્યો છું કે મનુષ્યો સ્વાર્થ સારૂજ ન જીવે એમ ઇશ્વરે ઇચ્છ્યું, અને તેટલા માટે દરેક મનુષ્યને પોતાની જાતને માટે શાની જરૂર છે, તે પ્રસિદ્ધ ન કર્યું. મનુષ્યો એમ સમજેલાં દેખાય છે કે તેઓ દરેક પોતપોતાની સંભાળ રાખવાથીજ જીવે છે. પરંતુ સત્ય રીતે જોઇએ તો ખબર પડશે કે દરેક મનુષ્ય એક બીજાના પ્રત્યે પ્રેમવૃત્તિ રાખવાથીજ અને એકત્ર રહેવાથી જીવી શકે છે. જે મનુષ્ય બધી સ્થિતિમાં પ્રેમનો કાયદો પાળી તે મુજબ વર્તન

રાખે છે, તે મનુષ્યમાં ઇશ્વરનો વાસ છે. કારણ કે

ઇશ્વર એજ પ્યાર છે.

દેવદૂત આટલું બોલી ઇશ્વરના ગુણોની સ્તુતિ કરવા લાગ્યો. અને તેના અવાજથી નથુનું ઘર ગાજી રહ્યું. એટલામાં એકાએક નથુના ઘરના છાપરાના બે વિભાગ થઇ ગયા અને ઘરની અંદર દેવદૂત ઉભો હતો તે જગ્યા એકદમ ફાટી અને તેમાંથી અગ્નિની જવાળા નીકળી ઉંચે આકાશમાં જવા લાગી. નથુ, તેની સ્ત્રી અને છોકરાંઓ તો આ બનાવથી બેભાન થઇ જમીન પર પડી ગયાં. દેવદૂતના ખભા ઉપર બે પાંખો નીકળી આવી. તેનું શરીર અત્યંત પ્રકાશમાન દેખાવા લાગ્યું. અને તે ઉભો હતો તે જગ્યાએથી એકદમ ઉંચે ઉડી ગયો, અને દેખાતો બંધ થઇ ગયો.

નથુ થોડીવારે ઉઠીને જૂએ છે તો જમીન હતી તેવી સરખી થઇ ગઇ હતી અને ઘરનું છાપરૂં પણ સરખું થઇ ગયું હતું. તેણે દેવદૂતને પણ ઘરમાં ન જોયો. તેણે પોતાની સ્ત્રીને જાગૃત કરી. અને દેવદૂત ત્યાં ન હોવાનું જણાવ્યું. તે જાણી બંને અત્યંત દીલગીર થયાં. દેવદૂતના આવ્યા પછી નથુની સ્થિતિ ઘણીજ સારી થઇ હતી. તેણે દારૂ પીવાનું પણ છોડી દીધું હતું. દેવદૂતની બધી સ્થિતિ અને હકીકત સંભારી નથુને પણ જ્ઞાન ઉત્પન્ન થયું, અને તે પોતાની સર્વ સ્થિતિમાં પ્રેમનો કાયદો અંતઃકરણપૂર્વક પાળવાનો નિશ્ચય કરી તે મુજબ વર્તવા લાગ્યો.




લો. બા. ગં. તિલક

# અમારો રાષ્ટ્રીય સેટ.

## સેટ ૨ જો.

| પુસ્તકનું નામ | કીંમત | બુક પોસ્ટેજ |
|---|---|---|
| રાષ્ટ્રગીત ( રા. ઇંદુલાલ યાજ્ઞિકનાં ) | ૦-૮-૦ | ૦-૧-૦ |
| સત્યાગ્રહીના સ્વાતંત્ર્યમંત્રો | ૦-૧-૦ | ૦-૦-૬ |
| સ્વદેશ ગીતો | ૦-૧૨-૦ | ૦-૧-૦ |
| સ્વદેશ ગીતામૃત | ૦-૫-૦ | ૦-૦-૬ |
| સ્વદેશ ગીતાવલિ | ૦-૧૪-૦ | ૦-૧-૦ |
| સ્વદેશ કુસુમાવલિ | ૦-૧-૩ | ૦-૦-૬ |
| મ. ગાંધીજી (વ.) નું જીવન ચરિત્ર | ૧-૮-૦ | ૦-૩-૦ |
| લો. તિલકનું જીવન ચરિત્ર | ૦-૨-૦ | ૦-૦-૬ |
| દે. દાસનું જીવન ચરિત્ર | ૦-૪-૦ | ૦-૦-૬ |
| દાદાભાઇનું જીવન ચરિત્ર | ૦-૬-૦ | ૦-૦-૬ |
| રેંટીઆ પુરાણ | ૦-૧-૦ | ૦-૦-૬ |
| હિંદ કીર્તન | ૦-૧-૦ | ૦-૦-૬ |
| અલીબીરાદરનો કેસ | ૧-૦-૦ | ૦-૧-૬ |
| સ્વરાજ્ય કીર્તન | ૦-૨-૦ | ૦-૦-૬ |
| મ. ગાંધીજીના પ્રસંગો | ૦-૪-૦ | ૦-૦-૬ |
| પૂર્વ અને પશ્ચિમ | ૦-૪-૦ | ૦-૦-૬ |

આખો સેટ ખરીદનારને બુકપોસ્ટેજ માફ.

**ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત.**

